

ॐ नमः शिवाय.

ધર્મતોત્તેજક સભાઆસનાધિપ શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય

સ્વામિશ્રી આત્માનંદ સરસ્વતી વિરચિત

# श्री गीतासिंधुतरंगावलि

અર્થાત

## અર્જુને યુદ્ધ શા માટે કર્યું? એ શંકાનો નિર્ણય.

अद्वैताक्षिपटुन्त्यदृग्नापि वयं वालान्नमस्कुर्महे
ये तु द्वन्द्ववशास्तदीयशिरसि न्यस्याम वामं पदम् ।
सिंहः स्वीयशिशून्निवेश्य हृदये सान्द्रादराद्वामृश—
त्यावेशेन भिनत्ति संभ्रमपदं मत्तेभकुम्भस्थलम् ॥

સ્થલઃ—શ્રેયસ્સદન,
મુકામ નાંદોદ,
સંસ્થાન રાજપીપળા.

(સર્વ હક્ક સ્વાધિન.)

સં. ૧૯૭૪.

મૂલ્ય આઠ આના.
ટપાલ ખર્ચ જુદો.
વ્હી. પી થી બાર આના.



ॐ नमःशिवाय.

સ્માર્તમતોત્તેજક સભાગ્રાસનાધિપ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય

સ્વામિશ્રી આત્માનંદ સરસ્વતી વિરચિત

# શ્રી ગીતાસિંધુતરંગાવલિ

અર્થાત્

## અર્જુને યુદ્ધ શા માટે કર્યું ? એ શંકાનો નિર્ણય.



'अद्वैतोक्तिपटून्बटूनपि वयं वालान्नमस्कुर्महे
ये तु द्वन्द्ववदास्तदीयशिरसि न्यस्याम वामं पदम् ।
सिंहः स्वीयशिशून्निवेश्य हृदये सान्द्रादरादामृश—
स्यावेशेन भिनत्ति संभ्रमपदं मत्तेभकुम्भस्थलम् ' ॥



સ્થલઃ—શ્રેયસસત્ર,
મુકામ નાંદોદ,
સંસ્થાન રાજપીપળા.



સં. ૧૯૭૪.

મૂલ્ય આઠ આના.
ટપાલ ખર્ચ જુદો.
વ્હી. પી થી બાર આના.

**સ્માર્તમતોત્તેજકસભાઆસનાધિપ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રી આત્માનંદ સરસ્વતી વિરચિત ગ્રંથો.**



**श्रीमद्भगवद्गीताशांकरभाष्यानुवाद**—શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ શ્રીમદ્ભગવત્પૂજ્યપાદાચાર્ય—શ્રીશંકરાચાર્ય-ભગવત્પ્રણિત શ્રીમદ્ભગવદ્ગીતાશાંકરભાષ્યનો સરળ ગુજરાતીમાં અનુવાદ ... ૩-૦-૦

**आत्मानंदी**—શ્રીકેશવમિશ્ર પ્રણિત તર્કભાષાનો બૃહદ્વિવેચનપૂર્વક અનુવાદ ... ... ... ... ... ૦-૮-૦

**न्यायकरावलंबन**—શ્રીઅન્નંભટ્ટપ્રણિત તર્કસંગ્રહ—દીપિકાની બૃહદ્વિવેચનપૂર્વક ગુજરાતીમાં ટીકા ... ... ... ૧-૪-૦

**श्रीशंकरपदपद्मभृंग**—શ્રીશંકરાચાર્ય પ્રણિત શ્રીસનત્સુજાતિયભાષ્યનો અનુવાદ ... ... ... ... ૦-૬-૦

**समश्लोक महिम्नस्तोत्र**—શ્રીપુષ્પદંતાચાર્ય પ્રણિત શ્રીશિવમહિમ્નસ્તોત્રનો ગુજરાતીમાં સમવૃત્તાત્મક અનુવાદ ... ... ૦-૨-૦

આ ગ્રંથો કર્તા પાસેથી મળશે. પોષ્ટ ખર્ચ જુદો.

સ્થલઃ—શ્રેયસ્સત્ર, મુ૦ નાંદોદ, સંસ્થાન રાજપીપળા.

આ પુસ્તક મુંબઇ નં ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર, પ્રેસમાં **ઘોંડીબા નારાયણ વનારસેએ** છાપ્યું છે. અને **સ્વામિશ્રી આત્માનંદ સરસ્વતીએ** સ્થળ શ્રેયસ્સત્ર મુકામ નાંદોદ સંસ્થાન રાજપીપળા પરથી પ્રસિદ્ધ કર્યું છે.

# निवेदनम्:—

"या किन्नरोपज्ञमनेकरागा समूर्च्छना या स्वरभावयुक्ता ।
तां गीतिकां कर्ण विहाय दूरं शृणु त्वमेताः पुरुषोत्तमस्य ॥

*　　*　　*　　*　　*

बालकानां यथा माता तथा गीता हितावहा ।
अमेध्यहारिणी सद्यः स्वहृद्याऽमृतदायिनी ॥

*　　*　　*　　*　　*

दोषोद्रेकभवे प्रभूततमसि व्याप्ते द्विजानां व्रजो
मूढो नष्टसुदृक् समीपगमपि स्थाणुं परं स्वाश्रयम् ।
द्रष्टुं न क्षमते चरंति परितो यस्मात्मघोषद्विषो
हंसस्तत्र यदृच्छया समुदितश्चेत्स्यात्समृद्धं हितम् ॥

*　　*　　*　　*　　*

गीताब्धिं सकलं विलोड्य नितरां ग्रन्थः कृतोऽयं मया
आत्मानन्दकरः समस्तसुकलासंतानजैवातृकः ।
अस्यास्वाद्य सुभाषितामृतरसानानन्दपूर्णान्तराः
सन्तः संप्रति कर्ममात्रनिरतान्मूर्खान्हसन्तु ध्रुवम् ॥

इति शिवम्"

# શુધ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૫ | રીતે એ | રીતે એન |
| ૪ | ૪ | विपरीतानि च केशव | विपरीतानि केशव |
| ૭ | ૧૫ | કૃપાનો છે | કૃપાને ટુંકી |
| ૧૧ | ૧૦ | નિશ્ચય | નિશ્ચયે |
| ,, | ૧૯ | મારૂં માંગવું | મારૂ મુખ્ય માંગવુ |
| ૧૩ | ૨૦ | પરધ્યેય | પરમધ્યેય |
| ,, | ૨૬ | तेन | ते न |
| ૧૪ | ૬ | મેળવીનો | મેળવીને |
| ,, | ૧૬ | જીવિત | જીવિશ |
| ૧૮ | ૬ | બુદ્ધિસમજણ | બુદ્ધિ-સમજણ- |
| ૨૦ | ૨૧ | હવે ' આત્મા | હવે મને ' આત્મા |
| ૨૩ | ૩ | તો સત્ય | તે સત્ય |
| ૨૪ | ૪ | નિણ્ય | નિર્ણય |
| ૨૫ | ૨૨ | નિકળે | નિકળેલાં |
| ૩૦ | ૫ | અંતે સંકલ્પ | અંતે જે સંકલ્પ |
| ૩૧ | ૨ | એમ અથ | એમ અર્થ |
| ૪૦ | ૫ | અમે | અને |
| ૪૧ | ૧૭ | કર્મયોગની | તે કર્મયોગની |
| ૪૪ | ૯ | કામાદિરિપુગુણને | કામાદિરિપુગણને |
| ૪૭ | ૧૪ | અર્થ એજ વિવક્ષિત | અર્થ વિવક્ષિત |
| ૪૮ | ૪ | શ્રીશંકરભગવાનપૂજ્ય | શ્રીશંકરભગવત્પૂજ્ય |
| ૫૦ | ૫ | ઘડક | ઘટક |
| ૫૧ | ૩ | દુલભ | દુર્લભ |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૨ | ૨ | જગદ્રરૂ | જગદ્ગુરૂ |
| ,, | ,, | ભગવાન્ | ભગવત્ |
| ૫૩ | ૧૫ | અભિપ્રાય | અભિપ્રાયે |
| ૫૭ | ૨૬ | જગદ્રરૂ | જગદ્ગુરૂ |
| ૬૦ | ૨૩ | ચોકા | ચોઠાં |
| ૬૪ | ૨ | સાધકસિદ્ધ | સાધક સિદ્ધ |
| ૭૯ | ૧૯ | પ્રલય | પ્રલાપ |
| ૮૦ | ૧૬ | (૧૯ નો | (૧૮ નો |
| ૮૧ | ૮ | એજ | એન |
| ,, | ૧૪ | યુદ્ધના | યુદ્ધને |
| ૮૨ | ૪ | શકાય | શકાય. |
| ૮૨ | ૧૧ | હો પણ તે | હો તે તો |
| ૮૫ | ૧૮ | એટલી | એટલે |
| ૮૭ | ૧૬ | પરમાર્થ | પરાર્થ |
| ,, | ૧૭ | એ સ્વાર્થ | સ્વાર્થ |
| ,, | ૨૦ | તે | ને |
| ,, | ૨૧ | કામ સંપર્ક લેશત: | કામસંપર્ક લેશત: |
| ૯૦ | ૧૦ | અનંત ભગવન્ | અનંત. ભગવન્, |
| ,, | ૨૪ | नित्यम् | नित्याम् |
| ૯૧ | ૨૪ | બીરદ | બીરૂદ |
| ૯૨ | ૧૩ | અને પ્રયત્ન એટલે સમાધિ–એ | અને એ પ્રયત્ન એટલે સમાધિ અભ્યાસજ છે. એ |
| ,, | ૧૭ | એવું | એનું |
| ૯૪ | ૨૫ | તે એમ | ને એમ |
| ૯૭ | ૨૧ | ગુરૂત્વને | ગુરૂત્વની |
| ૧૦૦ | ૫ | પરમેશ્વરી | પારમેશ્વરીય |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૧ | ૨૪ | તે | ને |
| ૧૦૫ | ૧૯ | આધ્યાય | અધ્યાય |
| ૧૦૬ | ૯ | સદ્ગુરૂ | સદ્ગુરૂને |
| ,, | ૨૨ | ક્ષેત્રાક્ષેત્રવિવેક | ક્ષેત્રક્ષેત્રજ્ઞવિવેક |
| ૧૧૧ | ૨૬ | લોગે | લાગે |
| ૧૧૫ | ૩ | પણ | ક્ષણ |
| ,, | ૭ | સોપપત્તિકરીને | સોપપત્તિક રીતે |
| ૧૧૯ | ૨૬ | प्रज | व्रज |
| ૧૨૦ | ૨૧ | ‘હું’ | ‘હું’ |
| ૧૨૧ | ૧ | मदाबाहो | महाबाहो |
| ૧૨૫ | ૨૨ | અભિપ્રાયની સ્ફુટતા | અભિપ્રાયની પરિ-સ્ફુટતા |
| ,, | ૨૩ | અધ્યયમાં | અધ્યાયમાં |
| ૧૨૬ | ૨ | તે | તો |
| ,, | ૧૮ | કોઇ કોઇ પણ | કોઈપણ |
| ૧૨૭ | ૧૬ | કરી લીધો, | કરી લીધી, |
| ૧૨૯ | ૨૦ | જીવવાની, | જીવાડવાની, |
| ૧૩૮ | ૧૫ | એક ઠીક | એ ઠીક |
| ૧૪૩ | ૧ | પ્રાથના | પ્રાર્થના |
| ૧૪૪ | ૧૫ | નિબંધ પ્રશ્નનું | નિબંધ. પ્રશ્નનું |
| ૧૪૬ | ૨૦ | માંહેલું જ બીજ | માંહેલું બીજ |
| ૧૫૩ | ૨૨ | લાગશે તો | લાગશે! તો |
| ૧૫૬ | ૬ | શ્રીમદ્ભગવાન્ | શ્રીમદ્ભગવત્ |
| ૧૫૭ | ૧૬ | प्रतिप्रन्नाना | प्रतिपन्नाना |
| ,, | ૨૫ | शिखापेवीत | शिखोपवीत |
| ૧૫૮ | ૧ | केचिदेना | केचिदेनां |
| ,, | ૨૫ | भूतिमपि | भुतिमपि |

શ્રી નાંદોદનિવાસી દશાખડાયતા વૈશ્ય-
જ્ઞાતિભૂષણ શ્રદ્ધાભક્તિવિનયવિદ્યાસંપન્ન
સ્વધર્મધુરંધર શેઠ શિવલાલ
હરિવલ્લભ મેહતા.



शतं जीवेति शिवम्.

॥ ॐ नमः शिवायसदाशिवोम् ॥

સ્માર્ત મતોત્તેજક સભાગ્રાસનાધિપ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય

આત્માનંદ સરસ્વતી

વિરચિત

# गीतासिंधुतरंगावलि

અર્થાત

## અર્જુને યુદ્ધ શા માટે કર્યું? એ શંકાનો નિર્ણય.



॥ ईशं व्यासं शंकराचार्यवर्यान्
वंदे आत्मारामविद्यास्वरूपान् ।
श्रुत्या सूत्रैर्भाष्यतस्तत्प्रबोधे
ये नामास्माननुगृह्णन् यथावत् ॥ १ ॥

(यद्यपि)

॥ बहुभिर्विबुधैः पुरा निबंधेष्वयमर्थो बहुधा विचार्य सम्यक्
निरणायि न तत्र मादृशानां मतिकौशल्यनिवेशनावकाशः ॥ २ ॥

॥ तदपि प्रथयंति केचिदस्मिन् परथाभावमपार्थकल्पनेन ।
तमिमं बलवन्नयेन भिन्दन् प्रतनं भावमहं स्थिरीकरोमि ॥ ३ ॥

અર્જુને યુદ્ધ શા માટે કર્યું? એટલે એવું કયું કારણ તેને યોગ્ય લાગ્યું કે તેને લીધે તેણે યુદ્ધ કરવાની હા પાડી? એ પ્રશ્ન અંતઃકરણમાં ઉભો થતાં સકૃદ્દર્શીને 'સ્વધર્મ તેથી તેણે યુદ્ધ કર્યું;' 'સ્વભાવ તેથી તેણે યુદ્ધ કર્યું;' 'લોક સંગ્રહ તેથી તેણે યુદ્ધ કર્યું;' 'ચિત્ત શુદ્ધિ થવા માટે યુદ્ધ કર્યું;' 'સાર્વભૌમપદ મળવા સારૂ તેણે યુદ્ધ કર્યું;' અને 'સ્વર્ગપદ મળશે તેથી તેણે યુદ્ધ કર્યું', એવા અનેક પ્રકારના ઉત્તર આગળ ધરે છે. પરંતુ એ પૈકી એકેક ઉત્તરથી પૂર્ણ સમાધાન થતું નથી, તેથી હવે શ્રીમદ્ભગવદ્ગીતાનું સાદ્યન્ત મનન કરિએ.

ત્યાંહ પ્રથમ પૂર્વકથાસંદર્ભ શું છે? તો તે એવો છે કે, ભગવાન શ્રીકૃષ્ણ એ સારથી અને અર્જુન એ રથી, એમ બંને એક રથમાં બેસીને સંકલ્પિતયુદ્ધના ઉદ્દેશથી રણભૂમીમાં આવ્યા. ઉભયસેનાના મધ્યભાગે અર્જુનનો રથ ઉભો હતો. તેમાંથી તે ઉભયસેનાને લક્ષપૂર્વક જોવા લાગ્યો. ઉભયપક્ષમાં સ્વજન, સ્વબાંધવ વિના બીજું કોઇપણ નથી, એમ તેના લક્ષમાં આવ્યું; અને તેજ ક્ષણે પરમાવધિની કૃપા વૃત્તિએ તેને વ્યાપ્યો. ત્યારે તે ખેદ કરતો ભગવાનને કહે છે. 'હે કૃષ્ણ, યુદ્ધનો પ્રસંગ છે, તોપણ તે સ્વજનોની સાથે છે; તમને મારીને મારૂં કલ્યાણ થશે એમ મને લાગતું નથી. મને તે વિજય જોઇતો નથી, તે રાજ્ય જોઈતું નથી અને તે સુખો પણ જોઈતાં નથી. રાજ્યલાભ વિના સુખોપભોગ મળશે નહી અને સુખોપભોગ વિના મનુષ્યનું જીવિત સુસ્થિત હોઈ શકે નહી, એ ખરૂં છે; તોપણ એ સર્વ બાબદો સ્વજનોને મારવા પછીજ મળવાની. પરંતુ સ્વજનોને મારીને અમો સુખી કેમ થઇશું! અમોને તે સુખ સુખદ કેમ થશે! એવી સ્થિતિમાં આ સ્વજનોજ જો મને ઠાર મારે તો તે પણ શ્રેયસ્કર છે, હું તેમનો ઘાત કરવા ઇચ્છતો નથી; ત્રૈલોક્યનું રાજ્ય મળતું હોય તોપણ હું તેમનો નાશ કરવા ઈચ્છતો નથી! તો પછી યત્કિંચિત્ પૃથ્વીનું રાજ્ય મળવા માટે હું આ સ્વબાંધવોને મારનારો નથી, એ શું કહેવું! કુલક્ષય કરનારાને

નરકવાસ થાય છે એમ અમે સાંભળ્યું છે, તે કુલક્ષયનું મહાપાપરૂપ કૃત્ય રાજ્યસુખના લોભથી કરવા અમો તયાર થયા. અરર! આ સમયે, આ સશસ્ત્ર થયેલા કૌરવજ મને આ રણભૂમીમાં ઠાર કરશે તો તેજ મને અધિક કલ્યાણપ્રદ થશે! મારે તેમનો પ્રતિકાર કરવો નથી અને તેમના ઉપર શસ્ત્ર પણ ધરવું નથી.' એવી રીતે એ, રણભૂમીમાં તેણે ભગવાનની સાથે ભાષણ કરિને, ધનુષ્યબાણ એક બાજુ નાખી દઈ વીરાસને રથમાં બેઠેલો હતો તે તેજ સ્થિતિમાં રથને અઢેલી શોક કરતો બેસી રહ્યો, એવો એ પૂર્વકથાસંદર્ભ છે.

આ સંદર્ભમાં અર્જુનના મુખના જે ઉદ્ગાર છે, તે સયુક્તિક હોઇને પ્રશ્નાત્મક કિંવા આક્ષેપરૂપ છે. તે માંહિલી સયુક્તિતતા આ પ્રમાણે:— 'किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा' (૧ નો ૩૨ મો); 'निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन' (૧ નો ૩૩ મો); 'स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव' (૧ નો ૩૭ મો); 'कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्' (૧ નો ૩૯ મો). આ સર્વ વાક્યોમાં કાકવર્થ છે, તોપણ એજ વાક્યો એક દૃષ્ટિએ પ્રશ્નરૂપ પણ છે. કાકવર્થે એવો ભાવાર્થ:—'હે ગોવિંદ, સ્વજનોને મારી નાંખતાં રાજ્ય મળશે, પરંતુ એવું રાજ્ય મેળવીને શું કરવાનું છે? કાંઇપણ નહી, અર્થાત્ તે અમોને જોઇતું નથી. જીવીને પણ શું કરવાનું છે? તે જીવવું પણ જોઇતું નથી; સ્વજનોને મારીને અમો સુખી કેમ થઇશું? અમોને સુખ થશેજ નહી. સ્વબાંધવોને ઠાર કરીને અમોને શો સંતોષ થવાનો? કાંઇપણ નહી. સ્વજન ઘાત કરવો એ મહાપાપ છે. એમ હોવાથી તેનાથી નિવૃત્ત થવું એ અમારા જેવાના જાણવામાં કેમ ન આવે? તે જાણવામાં હોવુંજ જોઇએ. આ સર્વ વાક્યો માંહિલો કાકવર્થ બાદ કરતાં તે સર્વ વાક્યો પ્રશ્નરૂપ ઠરે છે. સારાંશ એજ કે, અર્જુનના એ એટલા મૂળ પ્રશ્ન છે, અને કાકવર્થ લેતા અર્જુને પોતાના સિદ્ધાંત ભગવાનની આગળ, રોતાં રોતાં કાં નહો, સારી પેઠે સોપપત્તિક રીતે મુકેલા છે, એ લક્ષમાં રાખવું જોઇએ. એટલે તેણે પોતાના સર્વ વિચાર

ન્યાયોક્ત અનુમાનપદ્ધતિને અનુસરિને વર્ણવેલા છે. તે આ પ્રમાણેઃ— 'ઉપસ્થિત યુદ્ધ હું કરવાનો નથી' એ અર્જુનનું પ્રતિજ્ઞાવાક્ય છે. આ તેનું પ્રતિજ્ઞાવાક્ય પ્રથમાધ્યાયમાં જો કે સ્પષ્ટ નથી તોપણ તે સર્વથૈવ સ્પષ્ટ હોવા જેવુંજ છે. તે આ પ્રમાણેઃ—' निमित्तानिच पश्यामि विपरीतानि च केशव । न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे (૧ નો ૨૧ મો)–હે કેશવ, જે અર્થે મને વિપરીત શકુન કે લક્ષણો દેખાય છે, તે અર્થે ઉપસ્થિત યુદ્ધમાં સ્વજનોને મારીને અમારૂં કલ્યાણ થશે એમ મને જણાતું નથી એમ તે કહે છે. તેથી અર્થાત્ તે પ્રતિજ્ઞાથી એમજ દર્શાવે છે કે 'તસ્માત્ ઉપસ્થિત યુદ્ધ હું કરવાનો નથી,' અને એજ પ્રતિજ્ઞાવાક્ય न योत्स्य इति गोविंदमुक्त्वा तूर्ष्णीं बभूव ह' (૨ નો ૯ મો) એ સ્થળે નિગમન એટલે નિર્ણયવાક્ય કે સિદ્ધાંતવાક્યરૂપે તેણે બજાવિને કહેલું છે. તાત્પર્ય એજ કે 'હું યુદ્ધ કરવાનો નથી,' એમ કહીને તે ચૂપ થઈને બેઠો. આ પ્રતિજ્ઞાવાક્યનું 'આ સર્વ સ્વજન છે, તેથી તેમની સાથે મને યુદ્ધ કરવું નથી.' એ હેતુવાક્ય છે. એવાં અન્ય અનેક પ્રતિજ્ઞાવાક્યો અને હેતુવાક્યો યથાનુક્રમે તેના બોલવામાં સ્પષ્ટ દેખાય છે. 'આ આતતાયી છે તેથી તેમને મારવામાં પાપ નથી' એજ માત્ર એક અર્જુનના વાક્ય ઉપર સામાપક્ષની કોટી જણાય છે, તોપણ બલાબલ, લાઘવગૌરવ જોતાં કે તારતમ્ય ઉપર દૃષ્ટિ આપતાં શત્રુપક્ષમાં પણ સર્વે કાંઇ આતતાયી નથી. દુર્યોધનાદિક સો સવાસોજ વ્યક્તિ આતતાયી છે. આ સર્વ શત્રુપક્ષ સર્વ પ્રકારે આતતાયી છે એમ જો કે માનિયે તોપણ ઉભયપક્ષ મળીને કુળ તો એકજ છે ને. કિંવા કેટલીએક વ્યક્તિને મારીને બાકીના સર્વ કુળનું રક્ષણ થાય છે, તો તેમ કરવું એ યોગ્ય છે. પરંતુ જ્યાંહ યુદ્ધ કરવાથી સંપૂર્ણ કુળનો નાશ થવાનો સંભવ છે, તેથી સર્વ કુળ ઉધ્વસ્ત થશે અને અંતે સર્વનેજ નરકવાસ થશે! એમ જો છે તો પછી, તેમની સાથે યુદ્ધ કરવું, તેમને ઠાર મારવા એનું પરિણામ એજ કે, અમોને પાપજ વળગશે. તસ્માત્ સ્વબાંધવ એવા આ દુર્યોધનાદિકોની–ધૃતરાષ્ટ્ર

પક્ષીય લોકોની—સાથે યુદ્ધ કરવું ઉચિત ગણાય નહી. 'તસ્માત્ ઉપસ્થિત યુદ્ધ હું કરવાનો નથી.' એજ તેના બોલવાનો મુદ્દો છે. વળી બીજો પણ એક મુદ્દો છે, ને એ કે, અમો આ ધૃતરાષ્ટ્રીયપક્ષની સાથે આજે જે યુદ્ધ કરવા તૈયાર થયા છિયે તેનું મૂળબીજ અમોને રાજસુખનો લોભ છે, એજ છે. તો પછી આ દૃષ્ટિયે જોતાં શત્રુપક્ષ અને સ્વપક્ષ એમનામાં સારો નરતો એ ભાગજ રહેતો નથી. અર્થાત્ તુચ્છ પદાર્થ માટે ચાર પાંચ કુતરા ભેળા થઇને બટકાબટકી કરે છે, તેમના જેવુંજ અમો મનુષ્યો બનીને વર્તિયે છિયે, એમજ કહેવું પડે છે. અર્થાત્ અપકાર કરનારાને સામો અપકાર કરવો એમાં લાલીયાનો પ્રથમ તેથી તે ભુંડો, અને કાળીયાનો પછીથી તેથી તે સારો, એમ સાધારણ જન કહે છે એ જો કે ખરૂં છે, તોપણ ઉદાત્ત નીતીની ટોંચ ઉપરથી જોતાં 'અદમાં ને કાળા ધોળા કેવાં' એજ ઉદ્ગાર નિકળી પડે છે. સારાંશ એજ કે, 'કૃપા કરવી, તોપણ તે મર્યાદિત હોવી જોઇએ, એટલે એકંદર વ્યવસ્થા ઠીક રહે,' એમ વ્યવહારતઃ કહે છે, પરંતુ કૃપા નદીને પૂર આવતાં, તે વ્યવહાર, ને વ્યવસ્થા અને તે તારતમ્યનો પ્રપંચ એ કોની હિંમતે ટકે! અર્થાત્ પ્રસ્તુત કૃપા કે ભૂતદયા ઘણી છે તોપણ સમસ્ત કુળરક્ષણ અને કુળધર્મરક્ષણને માટે તે સર્વ જોઇએજ છે. એટલે આ કૃપાવૃત્તિ અમર્યાદ હોય તોપણ આવશ્યક હોવાથી અવિચારગ્રસ્ત છે એમ કહી શકાય નહી. અર્જુનનો વાદ સયુક્તિક કેમ છે, કિંવા તેના આક્ષેપ વા પ્રશ્ન યથાયોગ્ય કેમ છે એ માટે આટલો વિચાર બસ છે.

હવે આની આગળ દ્વિતીય અધ્યાય માંહિલા **કુતસ્ત્વા** ઇત્યાદિ એ ત્રણ શ્લોક વડે ભગવાન કિંચિત્ ત્રોટક ઉપદેશ કરે છે. તે આ પ્રમાણે:—

"ઓ અર્જુન! વિપરીત પ્રસંગે આ એવા અમંગળ વિકલ્પ તારે વિષે કેવા અને કેમ ઉભા થાય છે તે ખબર પડતી નથી! અતિ આશ્ચર્યની વાત છે! તોપણ હું તને એમ કહું છું કે, આ તારો વિચાર શિષ્ટસંમત થશે નહી. એ તને અધોગતિયે લઇ જાનારો છે. એનાથી તારી અપ-

કીર્તિ થશે. તારા જેવા શૂરને વિષે એ બાયલાપણું શોભતું નથી. તારા વિચાર ક્ષુદ્ર છે. તે માનસિક દુર્બળતાના દ્યોતક છે. તેથી આ સર્વ વિચાર મુકી દે અને ઉભો થા (યુદ્ધને માટે તૈયાર થા.)" ભગવાનનું આ ભાષણ સ્પષ્ટાર્થક છે. તેમને અર્જુનના તે વિચાર રૂચ્યા નથી એ સ્પષ્ટ છે; તો પણ અર્જુનની તે વિચારસરણી ન્યાયશાસ્ત્રાનુસાર છે. એટલે સયુક્તિક છે. તેમાં ચૂક કે સદોષતા શી છે, તે વિષેનો ખુલાસો ભગવાનના ત્રોટક સિદ્ધાંતભૂત ઉદ્ગારોથી થતો નથી. તેથી અહીં કિંચિત્ વિચાર કર્તવ્ય છે. તે એટલોજ કે, અર્જુનના વિચાર સારા છે. ન્યાયયુકત છે, તોપણ જ્યાંહ વિષમસ્થિતિ, વિષમ પ્રસંગપ્રાપ્તિ, ત્યાંહ એ વિચાર શોભતા નથી. અર્થાત્ વિષમ વસ્તુસ્થિતિ છે તેથી અર્જુનના વિચાર અવિચારાત્મક છે, ને તેથીજ તે શિષ્ટસંમત થનારા નથી. મને–એકલા ભગવાનનેજ–સંમત થનારા તે નથી એમ નહી. તો કોઇપણ બીજા સમજુ શિષ્ટને આ અર્જુનના પ્રસ્તુત વિચાર યોગ્ય નથી એમજ લાગશે. અર્જુન પ્રસ્તુત વિચારાનુરૂપ વર્તતાં પુણ્યલોકપ્રાપ્તિને અયોગ્ય ઠરશે. ઇહલોકે તેની અકીર્તિ થશે. એમ હોવાથી જ્યાંહ વિષમસ્થિતિ છે, એટલે માંઝાની બહાર પગલું ભરાયું છે, ત્યાંહ એ કૃપા કે ભૂતદયા એ અનીતિજ છે. દુર્બળહૃદયની એ એક વિકૃતિ છે. તાત્પર્ય એજ કે, માઝાની બહાર પગલું ભરાઇ ચૂકયા પછી અર્જુનને આ વિચાર સૂઝે છે; એટલે શું ? તો વિદૂર જેમ પેહેલાથીજ છટકીને દૂર થયો હતો તેમ આ અર્જુનની સ્થિતિ જોઇતી હતી, અથવા કોરવોનું વર્તન સર્વથા અક્ષમ્ય દુષ્ટતાની છેલ્લામાં છેલ્લી ટોચ સુધી પોહોચેલું છે, ત્યાંહ ક્ષમા એ હવે દોષ છે. અર્થાત્ કેટલીએક મર્યાદા સુધી દુષ્ટતા કોઇ કરે તો તે સહન કરવી જોઇએ, તેજ વધારે થવા લાગે અને સહન કરતાંજ રહિયે તો દુષ્ટતાનેજ ઉત્તેજન આપવા જેવું થઇ પડે. એ કલ્પના અર્જુન ભૂલી ગયો છે. 'સો અપરાધ સહન કરીશ, પરંતુ એકસોએકમો અપરાધ થતા હું શાસનજ કરીશ,' એમ પોતે જે ભગવાને આપ્ત એવા શિશુપાલને બજાવીને

કહેલું હતું, તે ભગવાન્ ધૃતરાષ્ટ્રના પક્ષે અગણિત (માઝાની બહાર) અપરાધ કર્યા પછી તેમના ઉપર કૃપા કરવી એ અન્યાય છે એમ બેશક કહેજ. એ વિના બીજું એ કે તેમના પક્ષનીજ વિશેષ હાની થવાની. એટલે યુદ્ધમાં તે વિજયી થશે તો मर्कटस्य मदिरापानं ઇત્યાદિ વચનમાં વર્ણવેલા પરમાવધિના પ્રમાદશીલપ્રવૃત્તિમાં તેઓ ઉતરી પડશે; અને સર્વ જગતનો ઉચ્છેદ કરવા લાગશે. તેના કરતાં હમણા એ દંડય ઠરેલા છે, તેમને ઠાર કરિયે તો તેઓ શુદ્ધ થઇને સ્વર્ગે તો જશે. અર્જુન પોતાના એકજ કુળના રક્ષણ સારૂ ચિંતામાં પડેલો છે, પરંતુ ભગવાનને સર્વ જગતના રક્ષણની કિંવા જગતમાં કાંઇપણ વ્યવસ્થા-તત્ત્વ જોઇએ, આ એક મહત્તત્ત્વના રક્ષણ માટે ચિંતા વળગેલી છે. અર્થાત્ સંપૂર્ણ જગતના રક્ષણ માટે કોઇ એક સડેલા બગડેલા નકામા થયેલા કુળનો ક્ષય થશે તો તેની શી પર્વા કરવી? એમજ અર્જુનને ભગવાન સૂચવે છે. કૃપાનો મુલાયજો હવે બસ છે. કારણ કે, કાળ પરકે છે, એટલે દુર્યોધનાદિક દુર્જનોનો સુકાળ થઇને જગતનો નાશ થાય એ સારૂ નથી, તેના માટે આ કૃપાનો છે ટુંકી–મર્યાદિત–કરિને હમણા એમનો બંદોબસ્ત આપણે કરવોજ જોઇએ. કૃપા કરવાનો વખત હતો ત્યારે આપણે કૃપા કરી હતી. હવે કૃપા કરવા જેટલો માઝો કે ભાર રહેલો નથી. હમણા સર્વ સ્થિતિ વિષમ થઇ ગયેલી છે, તેથી તારા વિચાર સદોષ છે, કૃપાના પૂરમાં ન્યાયતત્ત્વ ખોવું યોગ્ય નથી, એવો ભગવાને ટુંકામાં સયુક્તિક ત્રોટક ઉપદેશ કર્યો.

તથાપિ ભીષ્મદ્રોણની સાથે યુદ્ધ કરવું એ યોગ્ય કેવું ? એવો અર્જુનનો અત્યારે વિશેષ પ્રશ્ન કે આક્ષેપ છે. અહીં પણ તે ન્યાયશાસ્ત્રાનુસારેજ બોલે છે. અહિં તેનું પ્રતિજ્ઞાવાક્ય એ છેઃ—'ભીષ્મદ્રોણની સાથે તો યુદ્ધ કરવું એ યોગ્યજ નથી.' કારણ કે, તેઓ પૂજ્ય છે, તે ગુરૂ છે, તે મહાનુભાવ છે, એટલે તેમનો અધિકાર અત્યંત મોટો છે. એવા આ ગુરૂમૂર્તિઓની સાથે યુદ્ધ ન કરવાથી, તેમને ઠાર ન કરવાથી

અમોને આ જગત્માં ભિક્ષાન્નસેવનનો પ્રસંગ આવે તો તે પરવડશે; તે વિશેષ પ્રશસ્ત ઠરશે. પરંતુ આ પુરૂષાર્થેચ્છુ ગુરૂમૂર્તિઓને ઠાર કરતાં તેમના લોહીથી ખરડાયેલા, એવા દૂષિતભોગ ભોગવાનો પ્રસંગ અમોને આવશે તે સારો નથી. અહિં **गुरून्** એ પદને **अर्थकामान्** એ વિશેષણ છે. **अर्थकाम** એનો અર્થ કેટલાએક તદ્દન નિકૃષ્ટપ્રકારનો કરે છે. પરંતુ તે સર્વથા યોગ્ય છે એમ લાગતું નથી. એટલે તેમને મતે **अर्थकाम** એટલે વસ્તુલાભની ઈચ્છા કરનારા, દ્રવ્યલાભની ઈચ્છા કરનારા, અર્થના ઓશીયાળા, અર્થકિંકર, અર્થના વેચાયેલા, અર્થના ગુલામ બનેલા, એવો અર્થ કરવામાં આવે છે. પરંતુ અહિં આ કુત્સિત તોપણ ગૂઢાભિપ્રાયથી એ વિશેષણ, અર્જુન તેમને લગાડતો હોય એમ લાગતું નથી. અર્જુન તો સાવ સરલ શુદ્ધ હૃદયનો ઠરે છે. તેથી એમ તો લાગે છે કે, જે અર્જુન એમ સમજે છે કે, આ ગુરૂ છે, આ પૂજાર્હ છે, આ મહાનુભાવ છે, અર્થાત્ તેમને શા માટે મારવા ન ઘટે એટલા માટે જે એકેક મહત્ કારણ કહે છે, તેજ આ મહત્ વિભૂતિઓમાં દોષદૃષ્ટિ કરિને પૂર્વોક્ત કુત્સિતાભિપ્રાયથી **अर्थकामान्** એ વિશેષણ તેમને લગાડતો હશે એમ સહસા માની શકાતું નથી. તો તેમને ન મારવાના જેવા તેણે મહાનુભાવ તથા પૂજાર્હ એ વિશેષણ આપવામાં પ્રબળ કારણો દેખાડેલાં છે તેવુંજ **अर्थकाम** એ પણ એક વિશેષણ તેમને ન મારવા વિષેના કારણ માટેજ તે યોજતો હશે એમ જણાય છે. તેથી પ્રસ્તુત **अर्थकाम** શબ્દ જે પ્રસંગમાં વાપરેલો છે, તેનો તોલ બરાબર કરવો જોઇએ. તે તેમ કરતાં **अर्थकाम** એ શબ્દનો પણ અર્થ અહીં અત્યંત ભારવાળોજ હોવો જોઇએ એમ જણાય છે. એટલે આ મહાનુભાવ છે, આ પૂજાર્હ છે, એમ છતાં તે અમારા શત્રુપક્ષના તરફથી લઢવાને ઉભા રહેલાં છે, તેથી એમાં કાંઇ પણ તેમનો તેવોજ યોગ્ય અર્થ હશે તેથી તે કદાચિત્ તે પક્ષમાં રહેલા હશે. એમ કેમ ન હોય? તે અર્થે **अर्थ** એટલે કોઇપણ મોટો પુરૂષાર્થ, તેની અપેક્ષા કરનારા આ ગુરૂ ભીષ્મદ્રોણ છે. સારાંશ એજ કે, એવા

ગુરૂમૂર્તિ અનર્થની છાંયે પણ રહેનારા નથી કે ધનાદિક તુચ્છ અર્થનું પુંછડું પણ પકડનારા ખાસ નથી. તો મહત્યોગ્ય એવા કોઇપણ પુરૂષાર્થનો હાથ તે ઝાલનારા છે એવો ગંભીર અને ઉદાત્ત અર્થ લેવો, તોજ अर्थकाम એ વિશેષણની સાર્થકતા યોગ્ય થાય છે, એમ અમો કહિયે છિયે. श्रेयो भोक्तुं भैक्षम्– ભિક્ષાન્નસેવન કરવું પણ સારૂં છે–આ અર્જુનના ઉદ્ગાર ઉપર સર્વ ટીકાકારોની કરડી નજર છે. એટલે સ્વધર્મ-ત્યાગ કરીને પરધર્મમાં એ અર્જુન ખરેખર જાય છે. અર્થાત્ ક્ષુલ્લક અર્થસિદ્ધિ માટે સનાતન વૈદિકધર્મ તજીને મ્લેચ્છધર્મમાં કોઇ પુરૂષ જતો દેખાતાં તેને જેમ સર્વ વૈદિકધર્માભિમાની કરડી નજરે જુએ છે તેમ સર્વ ટીકાકાર અર્જુન તરફ તેના આ ઉદ્ગાર માટે સાવ કરડી નજરે જુએ છે. અમને તો એમ લાગે છે કે, તે વાકયનો એ ભાવાર્થજ નથી, એટલે અર્જુનનો અભિપ્રાય તેવો નથી. ભિક્ષાવૃત્તિ એ અત્યંત શરમ-વાળી છે, મને તેને માટે શરમ લાગતી નથી એમ નથી. પરંતુ પ્રસ્તુત યુદ્ધ રાજ્યભોગ મેળવવા માટેજ કરવું હોય તો અને તે પણ પૂર્વોકત પ્રકારના ભીષ્મદ્રોણાદિક પૂજ્ય ગુરૂમૂર્તિને મારીને તેમના રકતથી ખરડા-યેલા, એવા બિભિત્સભોગથી જીવિતરક્ષણ કરવું એ સારૂ નથી, એવી સ્થિતિમાં જીવિતરક્ષણનીજ પરવા હોય તો અને તે પણ ભિખ વિના જીવિતયાત્રા થતીજ નથી, એવી સ્થિતિમાં ભિક્ષાન્નની સેવા ઠીક છે, ભિક્ષાન્નસેવનમાં કાંઇ વિશેષ લેહેજત્ કે મહાપુરૂષાર્થ છે એમ તે ધારતો નહી હોય. કિંવા રાજ્ય ન મળે તો ભિક્ષાન્ન માટેજ તેનું સર્વ અટકી પડયું છે એમ તે બિલકુલ માનતોજ નથી. તાત્પર્ય એજ કે, એવડો મોટો ભયંકર સ્વધર્મત્યાગ અને પરધર્મ સ્વીકાર કરવાને અર્જુન તૈયાર થયો એવો સર્વ ટીકાકારોએ ઢોલ પીટયો છે તે વિશેષે કરિને અયોગ્ય છે, એમ અમો સમજીયે છિયે. વિદુરની ઝુંપડી તથા ભાજીભાખરી સારી, પણ દુર્યોધનનો રાજ મેહેલ અને પાંચ પકવાન્ન જોઇતા નથી, એમ કહે-નારા ભગવાનની સાથે અર્જુન બોલે છે, એ લક્ષમાં રાખવું જોઇએ.

ચાહે તે હોય, અમો તો એમ સ્પષ્ટ કહિયે છિયે કે, એક ચાકરે પોતાના શેઠને એમ ચોખ્ખું કહ્યું કે, 'હું પેટમાં કાંટા ભરિશ; પણ તમારા જેવાની લાડવા મળનારી નોકરી મને જોઇતી નથી.' આ વાકય માંહેલા 'કાંટા ભરિશ' એનો અર્થ કાંટા ખાઇને પેટ ભરીશ એવો છેજ નહી. કિંવા 'ભૂખ્યો મરીશ પણ મને તમારી નોકરી જોઈતી નથી' એમ કહેનારો કાંઇ ખરેખર લાંઘણોજ તાણનારો છે એવો ભાવાર્થ લેતા નથી, એમજ श्रेयो भोक्तुं भैक्ष्यम् એ વાકય માંહેલું સ્વારસ્ય જોવું જોઇએ. કાળાનો કાગડો કરવામાં કયું ડાહ્યપણ છે! અહિં મીમાંસાકારોએ પોતાના શાસ્ત્ર માંહેલી અર્થવાદપર વાકયોની લાપનિકા દાટી રાખી છે એમ અમો સ્પષ્ટ કહિયે છિયે, તેમના તે લાપનિકાની યોજના અહિંના વાક્યમાં કરીને અર્જુનનું તે વાક્ય કૃપાના જુસ્સામાંજ નિકળેલું છે, તે અર્થવાદરૂપ છે, તે માંહેલા ભાવાર્થ ઉપરજ લક્ષ આપવું જોઇએ. કેવળ સ્થૂલ શબ્દાર્થ લઇને તેમાંથી પરધર્મસ્વીકાર અને સ્વધર્મત્યાગ એ ધ્વનિતાર્થ કાઢવો સ્વારસિક થશે નહી. ભીષ્મદ્રોણાદિક એ મહાનુભાવ, પૂજનીય, ગુરૂમૂર્તિ, તેમની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગજ મારી દૃષ્ટિ આગળ આવવો ન જોઇએ. એ તો નિશ્ચિતજ છે. પરંતુ જેમને અમો ઠાર કરિયે તો અન્યાય થશે નહી. એવા દુર્યોધનાદિક બંધુજનોને મારતાં પણ અમોને જીવતા રહેવાનું ગમશે એમ પણ થશે નહી. તેથી એવી સ્થિતિમાં અમોએ તેમને જીતવા કિંવા તેઓએ અમોને જીતવા, એમાં અમોને વિશેષ મહત્ત્વની કાંઇપણ બાબદ છે એમ કહિયે તો તે પણ અમોને જણાતી નથી; એટલે અમો વિજયી થઇશું તો નિંદ્ય એવા રૂધિરપ્રદિગ્ધ ભોગ ભોગવનારા અમો ઠરિશું; તેથી અમો વિજયી થવામાં પણ અમોને કાંઇપણ મહત્ત્વ છે એમ મને લાગતું નથી. શત્રુપક્ષ વિજયી થશે, અને અમો જીવતા રહિયે તો પછી અમારા હાલ કુત્રા પણ ખાશે નહી. કદાચિત્ ઠાર થઇશું તો આજે જે પરોક્ષ છે તે સ્વર્ગ મળશે? કેવી એ દુરાશા! એ પણ સ્વીકારિયે તો પણ અંતે क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति એ ધસરપિડી ઉભિજ છે.

ભગવન્ આ સર્વ બાબદનો સારી પેઠે વિચાર કરતાં યુદ્ધ ન કરવું એજ મને સારૂં લાગે છે. તોપણ મારો એ વિચાર ક્ષુદ્ર છે. તે આર્યજનોને માન્ય થશે નહી, ઈત્યાદિ આપે પૂર્વે કહેલું છે, તે મારા લક્ષમાં છે. તે આપના બોલવાથી મારૂં મન કાંઇક દ્વિધા થયેલું છે. એટલે આપનું તે ભાષણ તદ્દન મોઘમ જણાય છે. તો પણ મારા ભાષણમાં કે વિચાર-સરણીમાં ખરેખર કોઇ ભુલ હશે કે! એવી મને શંકા આપના તે ભાષણથી ઉદ્ભવેલી છે. વળી આપનું બોલવું મોઘમજ છે. તેથી તેનો પણ બરાબર સવિસ્તર બોધ થયો નથી. અર્થાત् कार्पण्यदोषोपहतस्वभाव અને धर्मसंमूढचित्त એવો હું થયેલો છું. તે અર્થે હું આપનેજ શરણ છું. તો નિશ્ચય મારૂં કલ્યાણજ થશે, એવો જે નિશ્ચિત સિદ્ધાંતભૂત તત્ત્વાર્થ હોય તે મને કહો. એકલું કહો એમ પણ હું કહેતો નથી. તો હું આપનો શિષ્ય છું એમ સમજીને મને બરોબર શિખવજો, તથા સેવા માટે પણ આજ્ઞા કરજો. આપની હુકમત મારા ઉપર છેજ, કારણ કે હું શિષ્ય છું. પૃથ્વીનું નિષ્કંટક અને ઐશ્વર્યસંપન્ન એવું સાર્વભૌમપદ મળે કે સ્વર્ગ માંહેલું દેવેંદ્રપદ મળે, તોપણ ઇંદ્રિયોને શોષનારો એવો જે શોક મને વિહ્વલ કરે છે, તે એવા કોઈપણ લાભથી જશે એમ મને લાગતું નથી. અને તેની નિવૃત્તિયોગ્ય અન્ય સાધન પણ મને દેખાતું નથી. અર્થાત સ્વજનોનો ઘાત થશે, એટલે જીવાત્માનો નાશ થશે તેને માટે જે શોક મને થાય છે તે મુખ્ય જવો જોઇએ. એ મારૂં માંગવું છે. યુદ્ધ કરવાથી વિજયી થઇને મળનારો પૃથ્વીલાભ મારો એ શોક કાઢવાને સમર્થ નથી, અને સ્વર્ગલાભ પણ તે શોક કાઢવાને સમર્થ નથી, એ નિશ્ચિત છે. તેમના લાભ માટેની લેશ માત્ર પણ દરકાર હવે મારામાં રહેલી નથી. પ્રસ્તુત નિરૂપણ માંહેલા (એટલે દ્વિતીયાધ્યાય માંહેલા અર્જુનોક્તિના જે ૭ મો ૮ મો અને ૯ મો એ શ્લોક છે તે માંહેલા) કેટલાએક શબ્દનો વિચાર કર્તવ્ય છે. તે પૈકી, પ્રથમ એ અર્જુન પોતાને कार्पण्यदोषोपहतस्वभाव એમ માને છે, એ માંહેલો અભિપ્રાય શું છે તે

જોઇએ. कार्पण्य એટલે દૈન્ય એવો મોઘમ અર્થ કરીને નભવાનું નથી. લોકોમાં कार्पण्य એટલે કંજુસતા, કૃપણપણું અર્થાત્ પોતાની પાસે ઘણું છતાં બીજાને આપવાની બુદ્ધિ ન હોવી, અને તે શાને માટે તો પોતાનું આપવાથી તે ઓછું ઓછું થવાના લીધે આપણે હીન થઇશું એવી ચિંતા હોય છે તેથી આપવું નહી એમ નિશ્ચય થાય છે. એ પ્રકારે કૃપણ એટલે દીન એમ કહેવાય છે. અર્જુન અહિં કયા કારણથી કૃપણ એટલે કંજૂષ અર્થાત્ હીનદીન કહી શકાય? કાર્પણ્ય એટલે ઔદાર્યથી વિપરીત મનોધર્મ. તેવો પણ અર્જુનમાં કયો દોષ છે? તેના વિચારમાં અને ઉચ્ચારમાં ઉદારતા નથી, તેથી તે કૃપણ છે કે? એમ પણ સહસા કહેવાય નહી. પરંતુ તે પોતાના વહાલા સ્વજનભૂત જીવોના મરણ વિયોગને લીધે સાશંક થઇને શોક કરે છે. તેમજ પોતાને હાથે તેમનો ઘાત થવો એ મહાપાપ કરવાનો પ્રસંગ પોતાને માથે પડે છે તેથી કરીને પણ તે શોક કરે છે. મનુષ્ય કાંઇપણ હાની જણાતાં શોક કરે છે, એજ તેની હીનદીન દશા છે. આ દૃષ્ટિએ પણ કદાચિત્ તે કૃપણ ઠરશે એમ લાગે છે. તથાપિ જેમ જેમ અધિક વિચાર કરવા લાગીયે, ત્યાંહ ઉપનિષદ્‌માં એમ જણાઈ આવે છે કે यो वा एतदक्षरमविदित्वा अस्माल्लोकात्प्रैति स कृपणः—જે અવિનાશી બ્રહ્મસંજ્ઞિત વસ્તુને ન જાણતાં આ લોકમાંથી પ્રયાણ કરે છે, લોકાંતરે જાય છે, પુનઃ પુનઃ નૂતન દેહધારી થઈ રહે છે, તે કૃપણ છે—અર્થાત્ બ્રહ્મ ન જાણવું, બ્રહ્મવિષયક અજ્ઞાન હોવું, એ મહાન્ દોષ છે; અને તેનેજ કાર્પણ્ય એમ અહિં શ્રીવેદે કહેલું છે. સાધારણ કોઈપણ બાબદનું અજ્ઞાન, એ તો ખુલ્લુ દૈન્ય છે. પોતાની પાસે તે હોય છે, તેથી બીજાની પાસે યાચના કરવી એ શરમભરેલી સ્થિતિ લેવી પડે છે. ગુરૂ પાસે જ્ઞાન માંગવું એ અજ્ઞાનસંજ્ઞિત દૈન્ય પોતાની પાસે છે તેથીજ હોય છે. શોક જેનાથી જશે એવું સાધન મારા જાણવામાં આવતું નથી એમ તે કહે છે, તેને લીધે તે હીનદીન કૃપણ ઠરે છે, પામર થયો છે. એવા પ્રકારના કાર્પણ્યરૂપ દોષથી ઉપહિત

એટલે આક્રાન્ત, કોણ ? તો તેનો (અર્જુનનો) સ્વભાવ. અહિં સ્વભાવ એટલે અંતઃકરણ, એ **અર્થ** તો નિર્વિવાદ છે, તથાપિ स्वभावोऽध्यात्ममुच्यते (૮ મા નો ૩ જો) એટલે અધ્યાત્માને સ્વભાવ એવું નામ છે. અધ્યાત્મ એટલે શું, તો પ્રત્યેક વસ્તુનું પરમઅંતરંગ એવું તાત્વિકઆત્મીય સ્વરૂપ. એ પણ અર્થ અહિં સમાવિષ્ટ કરવો જોઇએ. તથાપિ અંતઃકરણ અને આ અધ્યાત્મસ્વરૂપ તદ્દન સમાનરૂપ હોઇને એકબીજામાં તે બંને પણ તાદાત્મ્ય પામીને હોય છે. તેથી તેમને પોતપોતાનાં રૂપમાં જાવું દુર્ગમ હોય છે, ને તેવું આ બંનેનું તાદાત્મ્ય પામેલી સ્થિતિમાં અર્જુન છે. એટલો **અર્થ** ધ્યાનમાં લઇએ એટલે એ હીનદીન કેવો અને તેને શોક કેમ એ સર્વનો નિર્ણય થઈ જાય છે. તાત્પર્ય એજ કે, મૂળ અજ્ઞાનસંજ્ઞિત કાર્પણ્યરૂપ દોષથી તેનો જીવ આક્રાન્ત થયેલો છે. એ અર્થ कार्पण्यदोषोपहतस्वभाव એ શબ્દનો છે, એમ અમો સમજીયે છિયે. હવે તેજ અર્જુન धर्मसंमूढचित्त થયો એ કેમ, એનો પણ વિચાર કર્તવ્ય છે, તે આ પ્રમાણેઃ—જ્યાંહ સુધી ભગવાનનો તે ત્રાટકઉપદેશ એને કાને પડયો ન્હોતો ત્યાંહ સુધી તેણે પોતાની સાથે વિચાર કરિને પોતાનું ધ્યેય, પોતાનું પરમતત્ત્વ પોતે ઠરાવેલું હતું તેજ રક્ષણીય છે, જીવિતહાનિ થશે તોપણ તેજ ઉત્કૃષ્ટ છે તેથી અડગ વળગી રહેવું એમ તે સમજતો હતો. એટલે તેના મતે એજ ધર્મતત્ત્વ કે, અપકાર કરનારા ઉપર અંત સુધી ઉપકારજ કરવો; તેને સામો અપકાર કિંવા પ્રતિકાર કરવાનોજ નથી ! એજ પોતાનું બ્રીદ, એજ પોતાનું દિવ્યવ્રત, એજ પોતાનું પરધ્યેય, એજ પોતાનો ધર્મસાર, એજ તેના વિચાર માંહેલું રહસ્ય છે. પરંતુ અહિં કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, વિશ્વ, એમાં વ્યવસ્થા હોવી જોઇએ, નિયમબદ્ધતા જોઇએ, એમ માનનારા લોકો એમ કેહેવાના કે, અર્જુનને દિગ્ભ્રમ થયેલો છે. તેઓ એને એમ પણ કેહેશે કે, તો પછી આ જગતમાં તારૂં અસ્તિત્વ અશક્ય સ્થિતિનું છે, તને મરવું પડશે. એજ અભિપ્રાય **शरीरयात्रापि च तेन प्रसिध्येदकर्मणः** એ વાક્યમાંથી નિકળે છે. તે લક્ષમાં લઈ-

નેજ તેણે પણ | किं भोगैर्जीवितेन वा એટલે શરીર નિર્વાહ ન થાઓ, જીવિત પણ ન રહો, જીવવામાં તે શો વિશેષ છે? એવા ઉદ્ગાર કાઢેલા છે. સારાંશ એજ કે, સ્વપ્નમાં દાન કરેલું રાજ્ય પ્રત્યક્ષ જાગૃતિમાં આપી દેનારા ક્ષત્રિય જો આ જગતમાં જોવાને અને સાંભળવાને મળે છે તો અર્જુન જેવાએ પૂર્વોક્ત બ્રીદ જાળવવાનું મનમાં ધાર્યું હોય તો આશ્ચર્ય શું? અર્થાત્ તે એમ કહે છે કે, રૂધિરપ્રદિગ્ધ (રક્તે ખરડાયેલા) ભોગ મેળવીનો જીવવા કરતાં, સ્વજનોનો ઘાત કરિને જીવવા કરતાં પોતાને આવેલું મરણ સારૂં છે. ને એમ હોવાથી જે મૂળ કૃપાવૃત્તિ તેનામાં ઉદ્ભવેલી હતી તેણીએ તેને આ સીમાડે આણીને ઉભો કર્યો તથા એજ પરમધર્મ છે એવું તેનું મત તેણીએ બનાવ્યું; પરંતુ ભગવાનનો તે ત્રોટકઉપદેશ કિંવા બોધમ વિચાર સાંભળીને તેનું મન દુગ્ધાવાળું થયું. અને વિશ્વામિત્ર જેવાની પણ તેને સ્મૃતિ થઈ. તે એ કે, દુષ્કાળના દુર્ધરપ્રસંગે વિશ્વામિત્રે ચાંડાલના ઘર માહેલો કુત્રાનો ટાંટીયો ચોરીને તેવા અન્નથી વિશ્વામિત્ર પોતાનો પ્રાણ બચાવવા લાગ્યો. એટલે કુત્રાનું તે નિષિદ્ધમાંસ, તે પણ ચોરી કરીને, અને તે પણ ચોરી ચાંડાળના ઘરમાં, એટલે જે પરમાવધિનું નિંદ્ય પગલું, તે તેણે સ્વીકાર્યું. તે બોલ્યો, 'જીવિત તો ધર્મ, મુવા પછી ધર્મ કોણ કેવી રીતે કરે! ને અર્થે અન્ન ઉચિત માર્ગે મળતું નથી તેથી જે મરવું તેના કરતા ચાહે તેવું અન્નસેવન કરીને જીવવું એ સારૂ છે' એમાંજ ધર્મનું રહસ્ય છે. હરિશ્ચંદ્રની પેઠે જીવિતનાશ, સર્વસ્વનાશ સ્વીકારીને પરહિત સાધવું એ પરમધર્મતત્ત્વ છે એમ જે ખરૂં જણાયું હતું તે હવે વિશ્વામિત્રનું કહેવું લક્ષમાં આવતા ધર્મરહસ્ય જુદૂજ છે એમ તેને જણાવા લાગ્યું. એટલે ભગવાન કહે છે તેજ ખરૂં દેખાય છે. કારવોએ અન્યાય કરેલા છે, તેથી તેમને મારીને આપણે આપણું સર્વસ્વ સંપાદન કરવું એજ ધર્મ ઠરે છે એમ જણાય છે. એવી સ્થિતિમાં પોતે શું કરવું! એમ હોવાથી તે વિચાર વમળમાં સપડાયો. એનુંજ નામ તે ધર્મસંમૂઢચિત્ત થયો. 'धर्मस्य

तत्त्वं निहितं गुहायाम्' 'गहना कर्मणो गतिः' (૪ નો ૧૭ મો,) 'सूक्ष्मा गतिर्हि धर्मस्य' ઇત્યાદિ વચન માહેલો અર્થ તેની આંખ આગળ તરવા લાગ્યો. એટલે ધર્મતત્ત્વનો નિશ્ચય કરવો એ સામાન્ય મનુષ્યનું કામ નથી. તે અત્યંત સૂક્ષ્મ, ગૂઢ અને ઉંડૂં છે; એમ લક્ષમાં ધારીને સામાન્ય મનુષ્યે महाजनो येन गतः स पन्थाः' કોઈ મોટો માણસ જે ધોરણે ચાલતો હોય તેના ઉપર વિશ્વાસ રાખી, તે પ્રમાણે ચાલવું, એમ કરવું; નહી તો 'सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमंतःकरणप्रवृत्तयः' એટલે 'આ કરવુ' કે 'તે કરવુ' એવા સંશયાત્મક પ્રસંગે પોતાની શુદ્ધબુદ્ધિને જે યોગ્ય જણાય તેજ એક સ્વીકારવું, અને વર્તવું, જે થવાનું હશે તે ભલે થાઓ, આપણે તે શુદ્ધબુદ્ધિએ કરવું; એટલે 'मनःपूतं समाचरेत' અર્થાત્ 'સર્વનું સાંભળવું, પણ પોતાના મનનુંજ કરવું' એમજ કરવું એ સારૂ છે, તેથી નિઃશંકે વર્તવું. ઇત્યાદિ વિચાર પણ તેના હૃદય આગળ ઉભા હતા. તોપણ 'महाजनो येन गतःस पन्थाः એ સ્વીકારવું કે 'मनःपूतं समाचरेत्' એ સ્વીકારવું, એ સંમોહ તેના હૃદયમાં ઉભોજ છે. અર્જુનની ધર્મસંમૂઢચિત્તતા કેવી તે સંબંધે અમો અમારો વિચાર અત્ર દર્શાવ્યો.

પોતાનો સિદ્ધાંત ભગવાન્ જાણી ગયા, તેના ઉપર ભગવાને પણ પોતાનો વિરૂદ્ધ વિચાર દેખાડ્યો છે. તોપણ તે તદ્દન મોઘમસ્વરૂપનો હોવાથી પૂરેપૂરો છેકી કાઢવા જેવો પણ નથી. તેથી આપણે વિશેષ આક્ષેપ કરીને તેમને પુછવું, તેના ઉપર તેઓ શું કહે છે તે સાંભળવું; પરંતુ આપણને તો ઉપસ્થિત યુદ્ધ કરવાનું નથી, એ ઠરેલુંજ છે. તે તેમને ફરિથી એકવાર સ્પષ્ટપણે જણાવિને સ્વસ્થ બેસવું. ફક્ત શોકપરિહાર માટે કાંઈ સાધન વિચાર કહેશે તો તેજ વિશેષતઃ આપણને જોઇએ છે, એમ મનમાં નિશ્ચિત કરિને અર્જુને સ્પષ્ટપણે વિશેષ આક્ષેપ કર્યો. તે એ કે, ભગવન્, પૂજ્ય ગુરૂરૂપ મહાનુભાવ એવા ભીષ્મદ્રોણાદિકોની સાથે યુદ્ધ કરવું એ યોગ્ય કેમ તે મને જાણવામાં આવવું જોઇએ. તેમજ જે ધૃતરાષ્ટ્ર પુત્રોને મારીને જીવવું એવો ઉલ્હાસ અમોને હોઈ

શકેજ નહી, તેમને જીતી અમો વિજયી થવામાં અમોને કેવું વિશેષ મહત્ત્વ છે, તે પણ જણાવશો; અને આ બધું એક બાજૂપર પડતું મુકિયે તોપણ જે એક તીવ્રશોક મને થાય છે, તેના પરિહારનું કોઈ સાધન હોય તો તે જણાવો. પરંતુ ઓ ભગવન્, એ પાકું ધ્યાનમાં રાખો કે, હું 'न योत्स्ये, યુદ્ધ કરવાનો નથી.' એ મારો સત્ય, અભંગ નિશ્ચય છે. એજ મારો કટાક્ષ છે. 'इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह' (૨ નો ૯ મો.) એમ ભગવાનને કહી તે ચૂપ થયો. 'હું યુદ્ધ કરવાનો નથી' એ અર્જુનના ઉદ્ગાર, તે પોતાના સિદ્ધાંત વિષે તદ્દન નિશ્ચળ છે એમ દર્શાવે છે ને અન્યદૃષ્ટિયે તે હઠીલો કે દુરાગ્રહી હોવો જોઇએ એમ પણ દર્શાવે છે. અથવા કાંઇપણ ઠાલી ઠકરાઇની ટેઢમાં ભરાયેલો છે એમ પણ દર્શાવે છે. એટલે ભગવાનના તે પૂર્વોક્ત ત્રાટક કે મોઘમ કહેવા ઉપર તેણે આક્ષેપ કર્યો, તે માટે ભગવાન્ શું કહે છે તે સાંભળવાનું બાકી છે. તેમાં પણ 'હું શિષ્ય છું, શરણે છું, મારૂં શ્રેય થાય એવું મને બરોબર શિખવો. આજ્ઞા કરો' એમ પ્રથમ કહેવું અને પાછળથી એકદમ તેને મુળમાંથી બાળી નાંખનારા 'હું યુદ્ધ કરવાનો નથી' એવા ઉદ્ગાર કાઢવા. એનું નામ શું! જે અર્થે એ એવા ઉદ્ગાર કાઢે છે, તે અર્થે એ પોતાના તે પૂર્વોક્ત ધ્યેય વિષે તદ્દન વજ્રસમ અભંગ હોવો જોઇએ એમ કહેવું પડે છે. તે ચાહે તે હોય તોપણ એવા ભાષણથી વક્તાનો મનોભંગ થવાનો. એટલે તે એમ ધારે કે, જેને આપણે એ વિચારની વાતો કહેવાના છિયે તે જો પોતાનો સિદ્ધાંત એટલી દૃઢતાપૂર્વક બજાવિને કહે, તો પછી એવા હઠીલાને આપણે એ વાતો કહેવી એ વ્યર્થ છે. ઠાલો શ્રમ શું કરવા ઉપાડવો? ખરેખર એવી સ્થિતિમાં કોઇપણ વક્તાનો કે ઉપદેશકનો ઉત્સાહ નષ્ટજ થવાનો. એમ છતાં પણ આપણે કહેવુંજ જોઇએ એમ જો કોઇને લાગતું હોય તો તેની એવી પાકી ખાત્રી હોવીજ જોઇએ કે, હું અવશ્ય આ ભાઈશ્રી જીનું મન ફેરવીશ. એવો પ્રતિજ્ઞાનો બીડો જે કોઇ ઝડપે, તેણેજ એમાં બોલવું. નહી તો

મુંગે મોઢે માર્ગે પડવું. અથવા જોઈતુંજ હોય તો ઉદાસીનતાએ કહી જાવું, અને 'यथेच्छसि तथा कुरु (૧૮ નો ૬૨ મો') એમ કહીને છુટું થવું. અર્થાત્ પોતાના વિચાર બીજાને કહેતા તે તેને માથે મારવાનો આગ્રહ કોઈપણ સાધારણ ઉપદેશ કર્તાએ નજ રાખવો જોઈએ. કારણ કે તેને પણ એમ જણાતું હોવુંજ જોઈએ કે, આપણે સર્વજ્ઞ નથી. તેથી એ વિનય પ્રત્યેકે પાળવોજ જોઈએ, અને તે પ્રત્યક્ષ સર્વજ્ઞ એવા ભગવાને પણ જાતે પ્રસંગાનુસારે પાળેલો પણ છે. તે ભલે હો. અહિં न योत्स्ये (૨ નો ૯ મો.) એ અર્જુનના ઉદ્ગાર સર્વથા વિચિત્ર દેખાય છે. અહિં એવા ઉદ્ગાર કાઢવાને તેને યોગ્ય સ્થિતિ છેજ નહી. એ તેનો પ્રકાર ઉચિત નથી. તે દુરાગ્રહમતનો હોય ને શું એમજ જણાશે. આ તદ્દન અચતુર, અસમંજસ, મૂર્ખતાની ધમંડ છે એમજ જણાશે! તેમાં એટલું તો ઠીક થયેલું છે કે, ભગવાને મુખ્ય ભાષણનો આરંભ કર્યો નહોતા, તેના પેહેલાંજ તેણે એ પ્રકાર કર્યો. અર્જુનના 'न योत्स्ये (૨ નો ૯ મો) હું યુદ્ધ કરવાનો નથી' એ અપ્રાસંગિક ઉદ્ગાર ઉપર પોતાનું લક્ષ નથી એમ ભગવાને દર્શાવીને અને મંદસ્મિત કરિને શોકનાશક મુખ્ય ઉપદેશ આરંભ્યો એ ઠિક થયું. કારણ કે, એ અર્જુન ખેદ કરે છે, શોક કરે છે, તે પ્રથમ નષ્ટ કરવો જોઈએ એ પેહેલું મુખ્ય કામ છે; અને ત્યાર પછી યુદ્ધ વિષેની ઉપપત્તિ એને આપણે કેહેવાની તે એને પટશે ગળે ઉતરશે તો એ યુદ્ધ કરે! એવી વસ્તુસ્થિતિ અહિં ઉભી છે, તે સર્વ અજમાવીને ભગવાને તદનુસારે ઉપદેશ કરવો જોઈએ એ ખુલ્લું છે. તેથી अशोच्यानन्वशोचस्त्वं (૨ નો ૧૧ મો.) આહિંથી તે देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत। तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि (૨ નો ૩૦ મો.) અહિં સુધી વીસ શ્લોકોવડે શોક પરિહારનો વિચાર અથવા ઉપાય ભગવાને વર્ણ્યો. एषा तेऽभिहिता सांख्ये. (૨ નો ૩૯ મો) એ શ્લોકમાં 'આ તને મેં સાંખ્યબુદ્ધિ કહી' એ અર્થના જે શબ્દ છે, તે પૂર્વોક્ત વીસ શ્લોક માંહેલા વિષયને ઉદ્દેશીને છે. એટલે 'સાંખ્યજ્ઞાન અર્થાત્ તાત્વિક

વેદાંતશાસ્ત્ર પ્રતિપાદિત કે ઉપનિષત્પ્રતિપાદિત આત્મતત્ત્વજ્ઞાન તને મે કહ્યું ' એમ ભગવાન કહે છે. તેમજ स्वधर्ममपि चावेक्ष्य (૨ નો ૩૧ મો.) અહિંથી તે योगस्थ: कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय (૨ નો ૪૮ મો.) અહિં સુધીના ૧૭ શ્લોકમાં જે વિષય ઉપદેશેલો છે તે સર્વ કર્તવ્યકર્મયોગ માટે છે, અને તેનેજ ઉદ્દેશીને ૨ ના ૩૯ મામાં बुद्धिर्योगेत्विमां शृणु એટલે ' યોગ વિષયક અર્થાત્ કર્મયોગ સંબંધી જે બુદ્ધિ સમજણ હું તને કહું છું તે હવે સાંભળ ' એમ ભગવાન્ કહે છે. આ ઉપરથી મૂળમાં વિષયો પન્યાસ કેવો છે તે સ્પષ્ટ થયું. હવે શોકનાશના ઉપાયત્વે જે સાંખ્ય-જ્ઞાનનો વિચાર કર્યો, તેનાથીજ શોક નાશ થવાનો એ જો કે ખરૂં છે, તોપણ એટલું ચોખ્ખું અનુભવાત્મક આત્મજ્ઞાન નહી હોય તોપણ તન્નિરપેક્ષ કર્તવ્યકર્મદૃષ્ટિએ પણ જોતાં તને પાપશંકા થઇને ભયકંપિત બની શોક થવો એ પણ ઠીક નથી. કારણ કે, શાસ્ત્રોક્ત સ્વધર્મત્વે પ્રાપ્ત થયેલું કર્તવ્યકર્મ પાપરૂપ છે, એમ ધારવું એજ પેહેલી મોટી ભૂલ છે. એટલે તેમનું અનુષ્ઠાન પાપજનક છેજ નહી, તો તે ન કરવું એજ પ્રત્યવાયજનક છે. એ વાત તદ્દન સ્વતંત્ર રીતિએ પણ જોતાં ભયકંપશોક કેમ થવા ઘટે ? એ અભિપ્રાય स्वधर्ममपि चावेक्ष्य (૨ નો ૩૧ મો.) એ શ્લોકમાં છે. હવે વ્યવહારતઃ ઉપસ્થિત થયેલું કર્તવ્યકર્મ ન કરિયે તો પાપ લાગે છે એમ જે ૨ ના ૩૩ મા શ્લોકમાં કહેલું છે, તે આત્મજ્ઞાન ન થયેલું હોય તોજ લાગે છે, એ પક્ષેજ માનવું જોઇએ. કારણ કે આત્મજ્ઞાન થયેલું હોય તો પછી વસ્તુતઃ કાંઇપણ કર્તવ્ય છેજ નહી. તો પછી તે ન કરવાથી પાપ કેમ સંભવે ? અર્થાત્ કર્મત્યાગ એ આત્મજ્ઞાન થયેલું નહી હશે તોજ પાપજનક છે. એટલે ચિત્તશુદ્ધિ નહી હોવાથી એવો સ્વધર્મત્યાગ એ આત્મજ્ઞાનોદયને સામો પ્રતિબંધકજ થવાનો, ને સ્વધર્માનુષ્ઠાન કરવામાં આવે તો તે ચિતશુદ્ધિ થઇને આત્મજ્ઞાનને સાધનરૂપ તો થાય છે એ ભાવાર્થ नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते (૨ નો ૪૦ મો) એમાં ગર્ભિત છે. એ વાત ધ્યાનમાં લઇએ એટલે આત્મજ્ઞાન થયેલું

નથી, એવી સ્થિતિમાં કર્મયોગ ચિત્તશુદ્ધિનું કારણ છે. તે ન કરિયે તો પાપ લાગવાનું અને જ્ઞાનસિદ્ધિને પ્રતિબંધ થવાનો; પરંતુ આત્મજ્ઞાન થયા પછી તે આચરતાં તેમાં પુણ્ય નથી અને પાપ પણ નથી, તેમજ તે ન આચરિયે તોપણ તેને લીધે પાપ કે પુણ્ય પણ નથી. કારણ કે જ્ઞાનોત્તર સ્થિતિમાં તત્ત્વતઃ કર્મ પરિસમાપ્તિજ છે એમ **सर्वं कर्माखिलं** (૪ નો ૩૩ મો) એમાં કહેલું છે.

હવે અર્જુનની પ્રસ્તુત અધિકારસ્થિતિ શી છે એમ વાતનો વિચાર કરિયે. આખી ગીતા સાંભળીને અર્જુન બ્રહ્માત્મૈક્યજ્ઞાનવાન્ થયો અથવા અગિયારમા અધ્યાયના આરંભે તેના મુખનું જે વાક્ય છે, તેનો વિચાર કરતાં તેને અધ્યાત્મજ્ઞાન થયેલું છે, એમ માનિયે તોપણ પેહેલા સાત અધ્યાય થતાં સુધી તેને આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન ઈત્યાદિ વિષય ગમ્ય થયેલો ન્હોતો, એમ ખુદ ભગવાન માને છે એ ભગવાનનાજ વાક્યથી સિદ્ધ થાય છે. 'यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति (૨ નો પર મો.)' 'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया। उपदेक्ष्यंति ते ज्ञानं (૪ નો ૩૪ મો.)' અર્જુન, જ્યારે તારી બુદ્ધિ મોહરૂપ મળને પાર જશે, ત્યારે તને કાંઈ સાંભળવાનું રહ્યું નથી, એમ થશે. પછી તને સાંભળેલું અને સાંભળવાનું એવા સર્વ વિષે કંટાળો થશે. અર્થાત મોહનિવૃત્તિ થતાં સુધી તને શ્રવણ કર્તવ્ય છે. એટલે ત્યાંહ સુધી શ્રવણ માટે મન સધીર રાખજે. શ્રવણ જ્ઞાનાર્થે છે, એ સ્પષ્ટ છે. તે જ્ઞાન તું અનુભવી એવા શાસ્ત્રજ્ઞ મહાત્માઓ પાસેથી સમજી લે. એટલે હું જાતે તને જ્ઞાન કેહેવા બેઠેલોજ છું, તોપણ આ ટુંકી વ્યગ્રતાની અવસ્થામાં તને તે પૂર્ણ અનુભવાસ્પદ કદાચિત નજ થશે તો તું તેને માટે સ્વતંત્રરીતે સાવકાશ સ્વસ્થતાની અવસ્થામાં પ્રયત્ન કરવા ભૂલીશ મા. હમણા જે જ્ઞાન હું તને કહું છું તે કદાચિત્ યૌક્તિકજ ગણાશે, સાક્ષાત્કારાત્મક નહી ગણાય, કારણ કે 'ખાહુળહરને થઇ જા ગોરી' એવો પ્રકાર ક્યાંય પણ છેજ નહી. તાત્પર્ય એજ કે આ જ્ઞાન સંપાદિત કરવા વિષે ઉપેક્ષા કોઈપણ વખતે

કરીશ મા એમ હું તને ખાસ કહું છું. આ ભાષણો ચોથા અધ્યાયમાં છે. તેથી 'અજ્ઞ એવા અર્જુનની સાથે બોલું છું' એ ભગવાનને સારી પેઠે અવગત હોવું જોઇએ: એટલુંજ શું કરવા? બ્રહ્મ શું છે તે પોતાના જાણવામાં આવે એ સારૂ અર્જુને આપણને પ્રશ્ન કરવો, તો આપણે તે સમજાવવું ઉચિત ગણાશે, પોતેજ આકસ્મિક રીતે તેનો એકદમ ઉપન્યાસ કરિયે તો આપણે માથે અનોચિત્યનો અને ઉતાવળાપણાનો દોષ આવશે, એટલા માટે તેમણેજ એક યુક્તિ વાપરી. તે એ કે, અધ્યાય ૭ નો શ્લોક ૨૯ મો અહિં 'જરા મરણથી મુક્ત થવા સારૂ મારો આશ્રય કરિને જે કોઇ યત્ન કરે છે તે બ્રહ્મ જાણનારા થાય છે. તેમને અધ્યાત્મ કળે છે, સર્વ કાંઇ કળે છે.' એમ જે ભગવાન બોલ્યા, તે એટલાજ માટે કે, એને લીધે પણ બ્રહ્મજ્ઞાન વિષે તેના મુખથી પ્રશ્ન નિકળે. અર્થાત્ એ તેમની અપેક્ષા પ્રમાણે અર્જુને તરતજ આઠમા અધ્યાયને આરંભેજ પ્રશ્ન કર્યો કે, ભગવન્. બ્રહ્મ તે શું છે? એ પ્રશ્ન થતાંજ ભગવાને બ્રહ્મ શું તે જણાવ્યું. આ સર્વ કથન માંહેલો અમારો મુદ્દો એજ કે, આત્મ-જ્ઞાનરહિત અથવા બ્રહ્મજ્ઞાનરહિત એવા અર્જુનની સાથે પોતે વાત કરિયે છિયે એ ભગવાનને સારી પેઠે અવગત હોવું જોઇએ, એમ કોને ન જણાય? પેહેલા છ સાત અધ્યાય થતાં સુધી અર્જુન અજ્ઞાની છે; તેના આગળ અગિયારમા અધ્યાયના આરંભે તેના મુખે એવું વાક્ય છે કે 'ભગવન્, અધ્યાત્મસંજ્ઞિત જે ગુહ્ય ભાષણ આપે કર્યું તેનાથી મારો પ્રત્યક્ષ મોહ હતો તે સર્વથા ગયો.' અર્થાત્ એ બોલવામાં તેણે એમ સૂચવ્યું કે, હવે 'આત્મા મરશે' ઇત્યાદિ કલ્પના રહી નથી, તેને લીધે તત્સંબંધી શોક પણ રહ્યો નથી. પરંતુ યુદ્ધની કર્તવ્યતાની ઉપપત્તિ મને પટી નથી, ગળે ઉતરી નથી; એવો તેના બોલવા માંહેલો ગર્ભિતાર્થ ખાસ છે. કારણ કે કર્મકર્તવ્યતાની ઉપપત્તિ તેને પટી હત તો તેનીજ સાથે **करिष्ये वचनं तव** એમ તેણે અવશ્ય કહેવું જોઇતું હતું. તે તેણે ખાસ કહ્યું પણ હત. અને ઉપદેશ સમાપ્ત થાત. પરંતુ તે તે માટે

કાંઇપણ બોલતો નથી, તેથી ત તેને પટીજ નથી એજ ખરૂં છે. વળી જો પટી હત તો ૧૮ મા અધ્યાયમાં अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ઓ અર્જુન, અહંકારને લીધે તું મારૂં કહેવું માન્ય નહી કરીશ તો નાશ પામીશ! 'यदहंकारमाश्रित्य' न योत्स्य इति मन्यसे। 'मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति (૧૮ નો ૫૯ મો.) 'હું યુદ્ધ કરનાર નથી' એમ જે અહંકારને લીધે તું માને છે તે તારો નિશ્ચય વ્યર્થ છે. એ વૃથા ફાંકો છે, તું ખોટો બનીશ, કારણ કે તારી પ્રકૃતિ તને યુદ્ધ કરવા લગાડશે!' ઇત્યાદિ પ્રકારના જે આવેશના અને નિર્વાણીના ઉદ્‌ગાર ભગવાને તપી ગયા જેવા થઇને કાઢેલા છે, તે નિકળવાનું કારણ વસ્તુતઃ છેજ નહી. न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह (૨ નો ૯ મો.) 'હું યુદ્ધ કરવાનો નથી' એવા જે ઉદ્‌ગાર અર્જુને પૂર્વે ઉપદેશ શરૂ થવાના આરંભે કાઢેલા છે, તેનું સ્મરણ ભગવાનને પૂરેપુરૂં છે. અને તેજ ઉદ્‌ગાર હમણાં યાદ લાવીને ભગવાન (૧૮ નો ૫૯ મો.) એ સ્થળે તેનો અનુવાદ કરીને ઉપસંહારના વેગમાં અર્જુનને બજાવિને કહે છે. મતલબ એજ કે, અધ્યાત્મ વિષયક જ્ઞાનથી મોહ ગયો, શોક ગયો, પરંતુ યુદ્ધની કર્તવ્યતા વિષેની ઉપપત્તિ ઘણું કર્યાં છતાં પણ અંત સુધી પટીજ નથી, એ ભગવાન સારી પેઠે જાણે છે. મતલબ એજ કે એક પક્ષે 'હું યુદ્ધ કરવાનો નથી' એમ અર્જુનનો ધ્વનિતાર્થ આખી ગીતામાં અસ્પષ્ટ ગર્જી રહેલો છે. અને અન્યપક્ષે 'युध्यस्व, उत्तिष्ठ, युज्यस्व, कुरु कर्माणि, कुरु कर्मैव, कार्यं कर्मसमाचर, कर्मकर्तुमिहार्हसि, कर्मण्येवाधिकारस्ते, प्रकृतिस्त्वां नियोक्ष्यति' એ ભગવાનના હૃદય માંહેલો અભિપ્રાય પણ આખી ગીતામાં અખંડ ઘંટાઘોષવત્ ગણગણાટ કરી રહેલો છે.

હવે ગીતાએ આરંભેલા એકંદર મુખ્ય ઉપદેશનો પ્રકાર એવો છે કે, તેણીએ પ્રથમ શોક નિવૃત્યર્થે આત્મતત્ત્વજ્ઞાનનો ઉપદેશ આરંભ્યો, અને ત્યાર પછી સ્વધર્માનુષ્ઠાન કર્તવ્યતાનો ઉપદેશ આરંભ્યો, એ વાત ગીતાવાચકોને સ્પષ્ટ દેખાતી છે. આત્મતત્ત્વજ્ઞાનનો સ્વાભાવિક પરિણામ

જોઇએ તો તે એવો છે કે. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते । यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः । आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते જ્ઞાનસિદ્ધિ થયા પછી સર્વ કર્તવ્યકર્મ સર્વથા સમાપ્ત થાય છે. અર્થાત્ જે જ્ઞાનવાન્, કેવળ આત્મરત. આત્મતૃપ્ત, આત્મસંતુષ્ટ હોય છે, તેને પોતાને માટે કે બીજા કોઇને પણ માટે કાંઇપણ કરવાનું રહેતું નથી. કરવું અને ન કરવું એ ઉભય કલ્પનામાં તેને લેશમાત્ર પણ રસ પડવા જેવું નથી. તે બ્રાહ્મી-સ્થિતિમાં એટલે બ્રહ્મસાયુજ્યદશામાં હોય છે. એવા જ્ઞાનવાનને શ્રોતવ્યજ જ્યા કાંઇપણ રહેલું નથી, તો પછી તેને ઉદ્દેશીને કાંઇપણ કહેવું એમ કયા સત્જ્ઞ પુરૂષને સયુક્તિક અને આવશ્યક જણાશે! અર્થાત્ એવા તત્ત્વવેત્તાનો સર્વ ગ્રંથજ સમાપ્ત થઇ ગયેલો છે. એ બરાબર ધ્યાનમાં લેતાં સ્વધર્માનુષ્ઠાનાદિકનું જે નિરૂપણ ઉપસ્થિત થાય છે, તે શા માટે, એ વિષે ગીતાના કહેવા પ્રમાણે જોતાં તે શોકનિવર્તક આત્મવિદ્યાના કે બ્રહ્મવિદ્યાના સિદ્ધિ ને સાધન છે તેથીજ ઉપસ્થિત થાય છે. योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये (૫ નો ૧૧.મો.) उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये (૬ નો ૧૨ મો.) એટલે ફલાસક્તિ તજીને કર્મયોગના અધિકારી આત્મશુદ્ધ્યર્થ કર્મયોગ આચરે છે. એટલુંજ નહી તો, આસન ઉપર બેસીને ચિત્તનિરોધરૂપ સમાધિયોગનો જે અભ્યાસ કરવાનો હોય છે, તે પણ આત્મશુદ્ધ્યર્થેજ કરવાનો છે, તે પણ કરવોજ જોઇએ. અર્થાત્ કર્મયોગમાં મનુષ્યની પ્રવૃત્તિ થવાને ઉપદેશ જોઇએ છે. તોપણ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્યવિષય કર્મયોગ છે એ માત્ર ખરેખર ખરૂં નથી. એમ છતાં તેવો પ્રકાર ભાસે છે. તેનું કારણ એ છે કે, આરંભે અજ્ઞાનાવસ્થામાં ચિત્તશુદ્ધ્યર્થ કર્મયોગ હોય છેજ, અને જ્ઞાનોત્તરપણ વ્યવહારાર્થે, લોકસંગ્રહાર્થે કે યાવજ્જીવ પ્રારબ્ધાનુસારત્વે તે હોય છે. આ બે કોટીમાં કર્મયોગની અનુવૃત્તતા ભાસમાન હોય છે. મૃગજળ વિચારાંતે મિથ્યા છે, એમ બરોબર ખાત્રી થયા પછી પણ તેની ભાસમાનતા કેટલીએક

કાળ, ઉપાધિ જાતે વિદ્યમાન હોતા સુધી હોય છે; અને અવિચાર દશામાં તો તે સત્યજ મનાયેલી હોય છે. વિચારાંતે તે મિથ્યા અને અવિચારાવસ્થામાં તો સત્ય, એટલોજ ફેર છે. તથાપિ બંને અવસ્થામાં ભાસમાનતા કાયમજ છે. પરંતુ જ્ઞાતાની વિવેકજન્ય બોધદૃષ્ટિમાં સૂર્યની તેજ:પ્રકાશમાનતા સત્ય એવો તેને નિશ્ચય હોય છે, અને જલત્વાકાર ભાસમાનતા મિથ્યા એટલે બાધિત એવો પણ નિર્ણય કરીને તે હોય છે. ભગવાન્ પણ અર્જુનને એજ શિખવી રહ્યા છે. इति ते ज्ञानमाख्यातम् (૧૮ ને ૬૨ મો.) એમ કહેતા સર્વ ઉપદેશ જ્ઞાનમય છે. એવો ભગવાનને આશય છે. એ કહેવું ખરૂં કે ખોટું તે બરાબર તપાસીને જુઓ. चातुर्वर्ण्यं मया सृष्टम् । तस्य कर्तारमपि मां विध्यकर्तारमव्ययम् (૪ ને ૧૩ મો.) અહિં ભગવાન્ એમ કહે છે કે, ‘ મેં ચાર વર્ણના લોકો નિર્માણ કર્યા, એટલે તત્સંબંધી કર્તા હું છું, એવો જો કે પ્રકાર આપાતત: ભાસમાન છે, તોપણ મને અકર્તા સમજજે. કારણ કે હું અવ્યય છું, અર્થાત કર્તૃત્વ એ વ્યય પામનારાનો સ્વભાવ છે, જે અવ્યય અવિક્રિય તેને એ કાર્યકર્તૃત્વાદિરૂપ ધર્મ નથી. પૂર્વોક્ત દૃષ્ટાંત માંહિલો જ્ઞાતા વિવેકત: જે કાંઇ સમજવાનું તે સમજે છે, તોપણ જલત્વાકાર ભાસમાનતાને તે રોકવા કે લોપવા ઇચ્છિતો નથી. સૂર્યાસ્ત થતાંજ તે પોતાની મેળેજ સમાપ્ત થવાની તે થઇ જવાની. ભાસમાનકાલે પણ આર્દ્રતાદિ ગુણયુકત જળરૂપતા ત્યાંહ્ નથી, એમજ તે સમજે છે. તદ્વત્ ત્રિગુણપ્રકૃતિસિદ્ધ દેહાદિસંઘાતનિષ્ઠ સહજ સ્વભાવપ્રાપ્ત કર્મની ભાસમાનતા સ્વરૂપત: રોકવી એ જ્ઞાતાનો પુરૂષાર્થ નથી, અને તે તત્કાલે શકય પણ નથી. પરંતુ જ્ઞાનયોગથી અર્થાત્ જ્ઞાનદૃષ્ટિથી કર્મની ભાસમાન દશામાં પણ આત્મસ્વરૂપમાં અકર્મતાજ વસ્તુત: છે, તે તેવીજ પ્રતીત થવી, એ પુરૂષાર્થ છે. અર્થાત્ હું (આત્મા કે પોતે,) કર્તા છું એમ જણાવવું એ અજ્ઞને ભ્રાંતિ છે, પરંતુ હું (આત્મા) અકર્તા છું એ જ્ઞાતાને સત્યપ્રતીતિ છે; તે તારે પોતાના અને મારા પણ વિષયમાં રાખવી ’ એજ તાત્વિક વાત कर्मण्यकर्म

यःपश्येत् ઇત્યાદિ સ્થળે કહેલી છે; અને શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ ભગવાન્ભાષ્યકારના ભાષ્યે તો અહિં જ્ઞાનદૃષ્ટિની પરાકાષ્ટાજ દર્શાવેલી છે. એટલે જ્ઞાનદૃષ્ટિએ સર્વ બ્રહ્મજ, સર્વ નિષ્ક્રિય આત્મસામ્રાજ્યજ, એ સત્યાર્થ. કર્મનો ભાસમાનતા હશે તોપણ તે મિથ્યા. એ નિર્ણય બુદ્ધિમાં સ્થિર રાખીને વર્તનારને કર્મની ભાસમાનતા રોકવાની શક્યતા નથી, અવશ્યકતા પણ લેશ માત્ર પણ નથી. ભાસમાનતા હશે તોપણ સત્યાર્થતા શું છે તે તો જ્ઞાત થયેલુંજ હોય છે. અજ્ઞાન, જ્ઞાન એ સર્વાવસ્થામાં કર્મની ભાસમાનતા કાયમ હોવાથી અજ્ઞાનીને સર્વત્ર કર્મમયતાજ સત્યત્વે પ્રતીત થાય છે; તે ભ્રાંતની દૃષ્ટિએ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય કર્મયોગ છે; એમ કોઇ કહેતા તે વિરૂદ્ધ નથી. એ વિચાર શુદ્ધ તાત્વિક દૃષ્ટિએજ થયો. પરંતુ સાધારણ વ્યવહારિકદૃષ્ટિએ नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् । कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः (૩ નો ૫ મો.) આ શ્લોકમાં કહેલા મુદ્દા જેટલુંજ જોતાં કર્મશૂન્યતા કયાંય પણ નથી; તત્ત્વવેત્તાઓ પણ કાંઈપણ કરતા હોય છે એમજ બાહ્યતઃ ભાસે છે. તેમના અંતર્યામ માહેલી જ્ઞાનદૃષ્ટિથી તેઓ પોતાને ચાહે તેવા માનતા હોય, તોપણ વ્યવહારપરત્વે તેઓ પણ સર્વ લોકોની પેઠેજ કે જગત્‌ની પેઠેજ પ્રારબ્ધ પ્રવાહાનુસાર પ્રકૃતિગુણપરત્વે વર્તે છે, એમજ વ્યવહારાર્થ કહેવું પડે છે. એમ હોવાથી ગીતાનો પ્રતિપાદ્યવિષય શો એમ જો કોઇ પુછે તો અમુકજ વિષય તેનો મુખ્ય પ્રતિપાદ્ય છે એમ નથી. તે સર્વ કાંઈ કહે છે. પરંતુ તેની વ્યવસ્થિત સંગતિ માત્ર શ્રુતિશાસ્ત્રસંમત લગાડતા આવવી જોઇએ.

ગીતા માહેલા વિષયોની સંગતિ જે અમોને દેખાય છે તે આ પ્રમાણેઃ—ખરેખર ગીતા માનવાની હોય તો મોક્ષ એ પરમપુરૂષાર્થ માનવોજ જોઇએ. તેજ અંતિમ ધ્યેય. મોક્ષ એટલે શું? એ માટે કોઈ ચાહે તે કહો; દુઃખની આત્યંતિકનિવૃત્તિ, અને સુખની અખંડપ્રાપ્તિ આ બંને તો તે પ્રસ્તુત મોક્ષમાં અવશ્ય હોવાજ જોઇએ. તે મોક્ષ આત્મ-

તત્ત્વજ્ઞાનથીજ મળે છે એવો દૃઢ સિદ્ધાંત ઠરેલો છે. તે જ્ઞાન, શ્રવણ, મનન નિદિધ્યાસન એ સાધનત્રયીથીજ ઉદિત થાય છે. શ્રવણનો અધિકાર ચિત્તશુદ્ધિવિના આવતો નથી. એટલુંજ નહી તો પાતંજલીય યોગાભ્યાસ વિના પણ આવતો નથી. અને પ્રકૃતિપુરૂષ વિવેકરૂપ કાપિલ-સાંખ્યતત્ત્વોનો પરિચય થયા વિના પણ આવતો નથી. ભકિતથી કે ઉપાસનાથી ઇશ્વરાનુગ્રહ થયા વિના પણ આવતો નથી. અને એના પણ પેહેલાં શાસ્ત્રોકતસદાચાર વિના ચિત્તશુદ્ધિ પણ થતી નથી. તેમજ આરંભથી મોક્ષરૂપ અંતિમધ્યેય સિદ્ધ થવાને શ્રદ્ધા અને પ્રીતિ (ભકિત) એ બે સાધન તો સર્વ સાધારણતાએ સર્વકાળ જોઇએજ છે. આ એટલી સર્વ વાતો પ્રસ્તુત ગીતાએ પ્રતિપાદેલી છે. તેથી તેમની સંગતિ જ્યાંહ ને ત્યાંહ અમોએ દર્શાવેલા ક્રમાનુસારે હવે લાગવા જેવી છે. તે સર્વ સાધનોમાં જ્ઞાનવડે મોક્ષસિદ્ધિ થઇને તન્નિષ્ઠતા થવી એને નિવૃત્તિ કહે છે: અને જ્ઞાનનો ઉદય થતાં સુધી જે કોઇપણ પ્રકારની સાધનનિષ્ઠતા, તેને પ્રવૃત્તિ એમ કહે છે. ગીતામાં ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् (૩ નો ૩ લો.) એટલે પ્રસ્તુત નિવૃત્તિનિષ્ઠાને સાંખ્યનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા એવા સંકેત છે. અને પ્રવૃત્તિનિષ્ઠાને કર્મનિષ્ઠા કે યોગનિષ્ઠા એવા સંકેત કરેલા છે. આ દ્વિવિધનિષ્ઠાને અનુસરીનેજ ભગવાન્ ભાષ્યકારે પ્રથમજ ઉપોદ્ઘાતમાં એમ કહેલું છે કે, 'પ્રવૃત્તિલક્ષણ અને નિવૃત્તિલક્ષણ એવો દ્વિવિધ વેદોકતધર્મ છે. અને એ દ્વિવિધધર્મનો ઉપદેશ ભગવાને અર્જુનને કર્યો છે.' આ ઉપરથી અર્જુનનો અધિકાર શો છે તે પણ સિદ્ધ થયો. તે कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः તેમજ न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् એવાં જે વાકયો તેને મુખે નીકળે છે તેના ઉપરથીજ પ્રથમ સિદ્ધ થાય છે. મતલબ એજ કે, ધર્મ-જીજ્ઞાસા અને બ્રહ્મજીજ્ઞાસા એ બંને તેને વિષે ઉદિત છે. પ્રાયઃ સાધારણ નિયમ એવો છે કે, પ્રથમ ધર્મજીજ્ઞાસા ઉત્પન્ન થઇને ધર્માચરણથી ચિત્ત શુદ્ધ થયા પછી બ્રહ્મજીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. અર્જુનને વિષે તે બંને

એક સમયાવચ્છેદે ઉત્પન્ન થયેલી છે, એ વિશેષ છે. તેને લીધે પ્રસ્તુત ગીતાને પ્રવૃત્તિ અને નિવૃત્તિ એવા ઉભયવિધ સર્વ સાધનોનું પ્રતિપાદન કર્તવ્ય થયું. તથાપિ અમોએ સાધનસંબંધી જે ક્રમ હમણાજ કહેલો છે તેમાં કાંઇપણ ફેરફાર થતો નથી. એટલે તેના સ્વરૂપમાં વિપર્યાસ થઇ શકતો નથી. અર્થાત્ સર્વ ક્રિયાત્મક કિંવા પ્રવૃત્તિરૂપ સાધનો બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કારના ઉદયાર્થે હોવાના, અને ઉદય પછી જ્ઞાનદૃષ્ટિએ તે પરિસમાપ્ત થવાના, એ વસ્તુસ્થિતિ બદલાતી નથી. એમ હોવાથી હવે અર્જુન કિંવા તત્સદૃશ કોઇપણ સાધક, એનો કર્તવ્યાકર્તવ્યવ્યામોહ દૂર થઇને તે જે વર્તન એટલે પ્રવૃત્તિરૂપ આચરણ કરશે તે બ્રહ્માત્મૈક્યજ્ઞાનનું અંગભૂત ઠરવાનું. એટલે સાધકઅવસ્થાની દૃષ્ટિએ તે આચરણ ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનસિદ્ધિનું સાધન ગણાશે. અને તેજ પુનઃ એ સાધકને પ્રાપ્ત થનારી સિદ્ધાવસ્થાની દૃષ્ટિએ તેનું લક્ષણ કિંવા સ્વરૂપસ્વભાવરૂપ ગણાશે. આ ઉપરથી જ્ઞાનોત્તરનું આચરણ જ્ઞાનવાનને સંમુખ ઉભો રાખીને વિધિશાસ્ત્ર નિયમિત કરીને કહેવાનું હોય છે એમ નથી. કવચિત્ તેવો પ્રકાર જો હશે તો તે અજ્ઞસાધકને કેવળ ઉત્તેજનાર્થેજ હોઇ શકે; આ વિષે ઉદાહરણપૂર્વક અમો કહીશું. ગીતા, પુરૂષાર્થોપયોગી સર્વ જ્ઞાન કહે છે. હમણા અહિં એટલુંજ અમોને જણાવવાનું છે કે, ગીતાના મનમાં સર્વ કાંઇ કહેવાનુ છે. એટલે પ્રત્યેક મનુષ્યે સર્વપુરૂષાર્થ સંપન્ન કેમ થવું એ તેને સમજાવવાનું છે. તેથી અમુક એક અંશ વિશેષતઃ કે પ્રાધાન્યતઃ મુખ્ય પ્રતિપાદ્ય છે, એવો તેનો સ્વારસિક અભિપ્રાય નથી. અર્જુન એ સર્વ મનુષ્યોનો—મનુષ્ય માત્રનો—પ્રતિનિધિ છે, એ ધ્યાનમાં રાખવું. તેને સર્વપુરૂષાર્થસંપન્ન કરીને કૃતાર્થપદે બેસાડવો એ ગીતાનો કટાક્ષ છે. તેથી જે સાધન જે વખતે અવશ્ય અપેક્ષિત હોય છે તે તે ત્યાંહ ત્યાંહ તે વખતે આ મનુષ્યને અનુષ્ઠાનમાં આણવા સારૂ તેનું જ્ઞાન હોવું જોઇએ, અને તદનુસાર એણે હોવું જોઇએ. જુઓ, જ્યાંહ કર્મયોગ કર્તવ્યત્વે ઉપદેષ્ટવ્ય છે, ત્યાંહ कुरु कर्मैव, कार्यकर्म समाचर

એવાં વાક્યો છે. સમાધિસાધન અપેક્ષિત છે, તેથી योगी भवार्जुन એમ પણ યોગ્ય સમયે કહેવું પડ્યું. ભક્તિ કે ઉપાસના કર્તવ્ય છે તેથી इमं प्राप्य भजस्व माम् એમ કહેવું પડ્યું. તત્ત્વજ્ઞાન હોવું જોઇએ, તે મેળવવું જોઇએ, તેથી तद्विद्धि प्रणिपातेन એમ પણ બજાવિને કહેવું પડ્યું. મતલબ એજ કે મનુષ્યને પૂર્ણ કૃતાર્થ થવા સારૂ જે સર્વવિષયકજ્ઞાન કહેવું જોઇએ તેજ ગીતાનો પ્રતિપાદ્ય વિષય છે. એ વાત પોતે ગીતાજ કબૂલ કરે છે. કેમ તે જુઓ:—इति ते ज्ञानमाख्यातं० यथेच्छसि तथा कुरु (૧૮ નો ૬૨ મો.) ભગવાન્ કહે છે અર્જુન, મેં તને જ્ઞાન કહ્યું. અર્થાત્ સમસ્ત પુરૂષાર્થોપયોગી એવું સર્વવિષયક જ્ઞાન તને મેં કહ્યું. હવે તને જેવું ઇષ્ટ હશે તેમ કર. આ ઉપરથી ગીતાનો પ્રતિપાદ્ય વિષય સર્વ વિષયકજ્ઞાન કહેવું એમ છે. તેના માંહેલી વ્યવસ્થા કે વિગતવાર ખુલાસો અર્જુનના બોલવા ઉપરથી કેમ થાય છે, તે અમોએ કહેલું જ છે. તોપણ તેજ વ્યવસ્થા કે વિગતવાર ખુલાસો ફરીથી ભગવાનના અનેક વાક્યો ઉપરથી તો અધિક સ્પષ્ટ થાય છે. एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु (૨ નો ૩૯ મો). लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ । ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् (૩ નો ૩ જો.) कायेन मनसा बुध्द्या केवलैरिन्द्रियैरपि । योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये (૬ નો ૧૧ મો.) सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी । नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् (૫ નો ૧૩ મો.), उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये (૬ નો ૧૨ મો.), आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते (૬ નો ૩ જો.) આ સર્વ વાક્ય માંહેલો ભાવાર્થ એકરૂપ છે. તે એ કે, સાંખ્યબુદ્ધિ એટલે જ્ઞાનનિષ્ઠા કિવા નિવૃત્તિરૂપતા; અને યોગબુદ્ધિ એટલે કર્મનિષ્ઠા કિવા પ્રવૃત્તિરૂપતા; અને એજ વાત શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ શ્રી ભગવાન્ શંકરાચાર્યે ઉપોદ્ઘાતમાં દર્શાવેલી છે. અર્થાત્ પ્રવૃત્તિરૂપતા સાધનનિષ્ઠાજ છે અને નિવૃત્તિરૂપતા પણ સાધનનિષ્ઠાજ છે, ને એ બંને પ્રકારની સાધનનિષ્ઠતા કયા સાધ્ય વસ્તુ માટે? તો મોક્ષરૂપ વાસુદેવસંજ્ઞિત શોકરહિત આનંદઘનબ્રહ્માત્મપદની

પ્રાપ્તિ માટે. એટલે પ્રવૃત્તિનિવૃત્તિરૂપ ધર્મસંજ્ઞિત સમસ્ત સાધનસમૂહ અને બ્રહ્મસંજ્ઞિત મોક્ષરૂપ સાધ્ય, એ આ ગીતાનો પ્રતિપાદ્ય વિષય છે, એમ આચાર્યશ્રીએ ગીતાવાક્યાનુસારે દર્શાવેલું છે, તે સર્વ યથાર્થ છે. તેથી તેમને માર્ગે નિઃશંકપણે ચાલવું એજ શ્રેયસ્કર છે. હવે અમો એમ કહેવાના કે, કર્મનિષ્ઠા એ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્ત્યર્થ હોય છે. એટલે પ્રવૃત્તિરૂપ સર્વ સાધનનિષ્ઠા નિવૃત્તિરૂપ સાંખ્યનિષ્ઠાને કે બ્રહ્મજ્ઞાનનિષ્ઠાને સાધન છે. આ વિષેના પ્રમાણવાક્યો એવાં છે કે-કર્મયોગ કેવળ આત્મશુદ્ધિ માટે છે, અને તેના વિના જ્ઞાનનો ઉદય થતો નથી. તેથી કર્મયોગ બ્રહ્મદર્શનનું સાધન છે એ ચોખ્ખો ધાદાન્ત દેખાય છે. योगिनः कर्म कुर्वंति० आत्मशुद्धये (૫ નો ૩૧ મો.) तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति (૪ નો ૩૮ મો.) એટલે આત્મશુદ્ધિ માટે શાસ્ત્રોક્ત સત્કર્માનુષ્ઠાન કરવાનું અને તેના યોગથી આત્મશુદ્ધિરૂપ સિદ્ધિ પ્રાપ્ત થતાં અપરોક્ષ આત્મદર્શન કે બ્રહ્મદર્શન સહજ થાય છે. અહીં उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये (૬ નો ૧૨ મો.) એટલે ચિત્તનિરોધરૂપ યોગાનુષ્ઠાન પણ આત્મશુદ્ધ્યર્થ કરવું પડે છે; અને युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः । ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः (૬ નો ૨૮ ને ૨૯ મો.) આ વાક્યમાં કહ્યા પ્રમાણે જોતાં એ યોગાનુષ્ઠાન આત્મદર્શન માટેજ હોય છે. તેમજ ઈશ્વરોપાસનાસંજ્ઞિત ભક્તિયોગ પણ આત્મજ્ઞાનાર્થે કે બ્રહ્મદર્શનાર્થેજ અપેક્ષિત છે. भक्त्या मामभिजानाति (૧૮ નો ૫૫ મો.), भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः (૧૮ નો ૬૮ મો.), तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते (૧૦ નો ૧૦ મો.) એટલે પ્રીતિપૂર્વક ઉપાસના કરવાથી આ સાધક પરમાત્મસ્વરૂપને પૂર્ણપણે જાણવાને પાત્ર થાય છે. એવી પરાકાષ્ઠાની ઉપાસનાથી તે મારા સ્વરૂપને પામે છે. અર્થાત્ એવી પ્રીતિપૂર્વક ઉપાસના કરનારને હું જ્ઞાનયોગ આપું છું. તે યોગથી હું પ્રાપ્ત થાઉં છું. વળી भक्त्या त्वनन्यया शक्यः, ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप (૧૧ નો ૫૪ મો.) मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते (૧૩ નો ૧૮

મો.), य एवं वत्ति पुरुष प्रकृतिं च गुणैःसह । सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते (૧૩ નો ૨૩ મો.), क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा । भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् (૧૩ નો ૩૪ મો.) એટલે પ્રકૃતિપુરૂષ વિવેકયોગ પણ બ્રહ્મદર્શનને અને તેના દ્વારા મોક્ષને સાધનજ છે. એ પ્રસ્તુત વાકયો માંહેલો ભાવાર્થ છે. મુદ્દો એજ કે, પ્રવૃત્તિરૂપ સર્વ સાધનાનુષ્ઠાન એટલે કર્મનિષ્ઠાજ છે. અને તે સર્વ બ્રહ્માત્મસાક્ષાત્કારની પ્રાપ્ત્યર્થે હોય છે એવો નિર્ણય થાય છે. આ વાત ટુંકામાં ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना । अन्ये सांख्येन योगेन कर्मयोगेण चापरे (૧૩ નો ૨૪ મો.) એટલે કેટલાએક સાધક ધ્યાનસાધનથી આત્મસાક્ષાત્કાર પામે છે, કેટલાએક સાંખ્યથી એટલે વિવેકયોગથી તે પામે છે. કેટલાએક સત્કર્મોના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિ-દ્વારા આત્મસાક્ષાત્કાર પામે છે. આ ગમક પ્રમાણથી અધિક સ્પષ્ટ થાય છે. કૃપા કરીને અહિં એમ માત્ર કોઇએ સમજવું નહી કે, એ આત્મસાક્ષાત્કાર કોઇને ધ્યાનધારણાસમાધિયોગથી, તો કોઇને વિવેકયોગથી તો કોઇને કર્મયોગથી તો કોઇને ઉપાસનારૂપ ભક્તિયોગથી તદ્દન સ્વતંત્રપણે, તેટલા એકેક સાધનથીજ, ઇતર સાધન નિરપેક્ષપણે મળે છે, એમ સમજવું નહી. તો પ્રત્યેક સાધકને અધિકારપરત્વે વા દશાભેદપરત્વે એ પ્રત્યેક સાધન અવશ્યકતા પુરસ્સર અનુષ્ઠેય હોય છે. ‘ આ કરો, નહી તો તે કરો ’ એમ કહેવાનો ભાવાર્થ પ્રસ્તુત ૧૩ નો ૨૪ મો એ શ્લોકનો નથી. ખરા સાધક વિના એ વાત બીજા કોઇને પણ પટવાની નથી એમ જણાય છે. ઉપરચોટી દૃષ્ટિએ ભાસનારો સ્થૂલાર્થ લઇને ઘાસવીસ કરવામાં કાંઈપણ સ્વારસ્ય નથી. ગપ્પીદાસોને ગપ્પા ઝુડવાનું એ રંગસ્થલ તેમણે કલ્પેલું છે એમ અમને લાગે છે. એટલુંજ નહી તો એવું રંગસ્થળ ૧૨ માના ૯, ૧૦, ૧૧ એ શ્લોકોમાં પણ તેઓ કલ્પે છે એમ જણાય છે. એટલે ‘ આ શકય ન લાગે તો તે કર, તે પણ શકય નથી તો ત્રીજુંજ કર ’ એવી રીતે સાધનભેદ જણાવેલા છે. તથાપિ ત્યાંહ પણ એવું રહસ્ય છે કે,

શક્તિના માનથી સૌલભ્ય લાગે એટલા માટે સાધનભેદ વિવક્ષિત છે. જેમ જેમ શક્તિ વધે તેમ તેમ આગળ આગળનું સૂક્ષ્મસાધન કર્તવ્ય હોય છેજ. મતલબ એજ કે પ્રત્યેકને તે સર્વ સાધનો દશાભેદે કરવાનાં હોય છે, એમ અમને અનુભૂત છે.

પ્રત્યેક અધ્યાયના અંતે સંકલ્પ છે તેનો ખુલાસો આ પ્રમાણે:— इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्याय:। कर्मयोगो नाम तृतीयोऽध्याय: એવા પ્રકારનો જે એક સંકલ્પ પ્રત્યેક અધ્યાયને અંતે બોલવામાં આવે છે, તેના ઉપરથી એમાં શું શું છે તેની દિશા તથા મહતી કોઇપણ વાચકના જાણવામાં આવે એવું છે. વાસ્તવિકદૃષ્ટિએ જોતાં પ્રસ્તુત ગીતાપ્રકરણ એ ચોખ્ખો એક સ્મૃતિગ્રંથ છે, એટલે એ શ્રુતિગ્રંથ તો નથી, તથાપિ સમસ્ત શ્રુતિસ્મૃતિપુરાણાંતર્ગત પરમરહસ્ય આ ગીતા પ્રકરણમાં અપેક્ષિતાંશે પૂર્ણ તથા તદ્દન સ્પષ્ટ પરંતુ સંક્ષેપમાં–ટુંકામાં–ગ્રંથિત થયેલું જણાય છે. તાત્પર્ય એજ કે, પ્રસ્તુત ગીતાપ્રકરણ મૂળ શ્રીકૃષ્ણાર્જુન સંવાદરૂપ છે; ને તે સંવાદ એટલે યોગશાસ્ત્ર છે. શાસ્ત્ર એટલે ઉપદેશક. ઉપદેશ શા સંબંધે? અર્થાત યોગ સંબંધે. અહીં–ઉક્તસંકલ્પમાં–યોગ એટલે ઉપાય, કિંવા સાધન, એવોજ અર્થ સમજવો જોઇએ. યોગ એટલે કેવળ કર્મયોગ, એવો અર્થ લઇ શકાય નહી. કારણ કે કર્મયોગ એ નામનો સ્વતંત્ર એક ત્રીજો અધ્યાય તો છેજ. તેમજ યોગ એટલે સમાધિયોગાભ્યાસ એવો પણ અર્થ સમજવો યોગ્ય થશે નહી. કારણ કે સમાધિયોગાભ્યાસપર છઠ્ઠો અધ્યાય સ્વતંત્ર છેજ. તેમજ યોગ એટલે ભક્તિયોગ એવો પણ અર્થ લઈ શકાય નહી. કારણ કે ભક્તિયોગ એ નામનો સ્વતંત્ર બારમો અધ્યાય છે. તેમજ યોગ એટલે જ્ઞાનયોગ એવો પણ અર્થ માનવો ઉચિત્ નથી; કારણ કે તેને માટે પણ એકંદર ચાર પાંચ અધ્યાયો છેજ. એમ હોવાથી અહિં યોગશાસ્ત્ર એટલે એકંદર સમસ્ત સાધનોનો ઉપદેશ કરનારૂં શાસ્ત્ર, એવોજ અર્થ કરવો જોઇએ; ને પછી તે સાધનોપૈકી,

કર્મયોગ એટલે કર્મસંજ્ઞિત સાધન, ધ્યાનયોગ એટલે ધ્યાનસંજ્ઞિત સાધન, એમ અથ માનવામાં સર્વ વ્યવસ્થિત દેખાય છે. હવે યોગશાસ્ત્ર એટલે 'સમસ્ત સાધનોનો ઉપદેશ કરનારૂં શાસ્ત્ર' એવો અર્થ જો કે ખરો છે, તોપણ આ જે સર્વ સાધનો છે, તે કયા સાધ્યની સિધ્યર્થે છે? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, તેઓ બ્રહ્મવિદ્યાના સંપાદનાર્થે છે. બ્રહ્મવિદ્યા એટલે બ્રહ્મપ્રકાશ; ને બ્રહ્મ એટલે ઉપનિષત્પ્રતિપાદ્યવસ્તુ, અર્થાત્ જીવોનું તાત્વિકસ્વરૂપ. ઉપનિષદ્ભાગ એટલે વેદાંતશાસ્ત્ર. મતલબ એજ કે વેદાંતશાસ્ત્ર પ્રતિપાદિત બ્રહ્મનો પ્રકાશ કરી આપનારા સમસ્ત સાધનોનો ઉપદેશ જેમાં છે, એવો એ પ્રસ્તુત શ્રીકૃષ્ણાર્જુન સંવાદ છે. એનેજ ગીતાશાસ્ત્ર એવી સંજ્ઞા છે. ગીતા માંહેલા સંકલ્પ સંબંધે એ પરિષ્કાર એટલે ખુલાસો થયો.

ગીતાની મહતી કિંવા વિશિષ્ટતા અથવા અપૂર્વતા છે તે એજ કે, પ્રસ્તુત ગીતાના ભક્તને કોઇપણ અન્ય ગ્રંથનો વ્યાસંગ કરવાનું વસ્તુતઃ કારણ રહેલું નથી. અર્થાત્ એમાં વેદાંતશાસ્ત્ર તદ્દન સ્પષ્ટ તથા પૂર્ણ ભરેલું છે. તેને લીધે હમણા તે તે પૃથક્ ઉપનિષદ્ ખોળવાનું કારણ રહેતું નથી. કાપિલસાંખ્યશાસ્ત્ર માંહેલો પ્રકૃતિ પુરૂષવિવેક એમાં સવિસ્તર નિરૂપિત થયેલ છે. પાતંજલનો અષ્ટાંગસમાધિયોગ પણ અહિં અભ્યાસાર્થે વર્ણિત છે. એના માંહેલો વિશ્વરૂપદર્શનનો ચમત્કાર જોઇને તેની ઉપાસનામાં વળગી શકાય એટલી અનુકૂળ વ્યવસ્થા અહીં અક્ષય છે. નારદ શાણ્ડિલ્યાદિક ભક્તોનો મધુર પ્રેમભક્તિયોગ અહિંના ગુરૂશિષ્યોના પ્રશ્નોત્તરમાં પદેપદે સ્પષ્ટ દેખાય છે તે જોઇને કોઇથી પણ ભક્તિસંપન્ન બની શકાય. ચિત્તશુધ્ધ્યર્થે અને લોકસંગ્રહાર્થે અહિં કર્મયોગ માટે પ્રત્યક્ષ અપ્રત્યક્ષ એવા વારંવાર ઇશારા કરેલા જોઇને કોઇપણ સાધકને કે સિદ્ધને સ્વાર્થે કે પરાર્થે કર્મપરાયણ આપણે હોવું જોઇએ એ પ્રસ્તુત ગીતામાંજ સીધુંજ જણાઇ આવે એવું છે. એની માહેલું ત્રિવિધશ્રદ્ધાનું નિરૂપણ સાંભળીને કોણ એમ કહી શકે કે અમને શ્રદ્ધા

એ તત્ત્વ અમાન્ય છે. અધિકારાનુરૂપ સંન્યાસ વિધાન પણ ગૌણમુખ્ય-રૂપે ગીતામાં નિરૂપિત છે. એમ હોવાથી કોઈપણ મનુષ્યને પોતે મનુષ્યત્વની પૂર્ણતાને પામવું, કૃતકૃત્યપદે પોહોચવું, એવી આકાંક્ષા થતાં તેની આગળ સમસ્ત સાધનોનો પ્રકાશ આ ગીતાપ્રકરણ કરે છે, એમ હવે કોઇપણ કબૂલ કરશે. કોઈપણ મનુષ્યને (ભલે તે પ્રવૃત્તિમાર્ગનો હોય, કે નિવૃત્તિમાર્ગનો હોય,) જે અવશ્ય જોઇએ છે, તે સર્વ એમાં છે. એ અમારૂં માનવું તદ્દન સ્થૂલ માને છે. તોપણ એટલાથીજ પ્રસ્તુત ગીતાની મહતી, તેની વિશિષ્ઠતા કે અપૂર્વતા અને તેના માંહિલા પ્રતિપાદ્ય-વસ્તુનો સરવાળો સારી પેઠે અજમાવી શકાશે, એમ અમને લાગે છે. એમ હોવાથી तदिदं गीताशास्त्रं समस्तवेदार्थसारसंग्रहभूतम् એટલે પ્રસ્તુત ભગવદ્ગીતામાં સર્વ વેદશાસ્ત્રનું સમસ્ત સાર ટુંકામાં સ્પષ્ટ ભરેલું છે, એમ શ્રીમચ્છંકરાચાર્ય ભગવાન્ આરંભે ઉપોદ્ઘાતમાં જણાવી રહેલા છે. તે ઉપરથી ગીતાની ખરી યોગ્યતા તથા અપૂર્વતા પ્રથમ એ મહાપુરૂષનેજ જણાઈ.

શોકાકુલ તથા ધર્મસંમૂઢ અર્જુનને ઉપદેશ શરૂ થયો, તેમાં પ્રથમ કેવળ આત્મતત્ત્વનો ઉપદેશ કરે છે, તે ઉચિત છે. કારણ કે આત્મનાશની કે જીવનાશની કલ્પનાથી અર્જુનને શોક ઉત્પન્ન થયો, ને તેજ મૂળ તેના આરંભેલા ધાર્મિક યુદ્ધરૂપ કર્તવ્યકર્મની પ્રવૃત્તિને વિઘ્ન થયો. પાણીના પ્રવાહને બાંધ પડયો, પ્રવાહ અટકયો. પછી બાંધ કાઢી નાંખતા પ્રવાહ ચાલુ થાય છે; એ ન્યાયે એનો વિઘ્નભૂત કે પ્રતિબંધભૂત શોક નિવૃત્ત થતા આરબ્ધકર્મ ચાલુ થશે, એવો સયુક્તિક અભિપ્રાય ઠરાવીને ભગવાને આત્મસ્વરૂપનો વિચાર કહેવા પ્રથમ ઉપાડયો. તેમાં પણ આત્મસ્વરૂપનો વિચાર અહિં કહેવો જોઇએ એનું મુખ્ય ખરૂં કારણ એ છે કે, પ્રસ્તુત શોક આત્મબોધવિના નિવૃત્ત થવો શકયજ નથી. જ્યાંહ જ્યાંહ એવો શોક ઉદ્ભવે છે ત્યાંહ ત્યાંહ આત્માનાત્મતત્ત્વવિચારજ આગળ આવે છે, એવો શાસ્ત્રીય પ્રકાર છે, અને તે લૌકિક વ્યવહારમાં પણ ઉપચારમાત્ર ઉચ્ચારાય છે. શાસ્ત્રીય પ્રકાર છે તે એવો કે—સામવેદના છાંદોગ્ય

ઉપનિષદમાં નારદ સનત્કુમારને શરણે ગયા છે, તે બોલ્યા કે, ભગવન્, અમે એમ સાંભળ્યું છે કે 'આત્મવેત્તા શોકને પાર તરી જાય છે. હું (નારદ) શોકથી વ્યાકુળ છું તો મને આત્મજ્ઞાન શિખવો' એવી નારદની પ્રાર્થના સાંભળી સનત્કુમારે નારદને આત્મતત્ત્વજ્ઞાન શિખવ્યું. પ્રસ્તુત સ્થલે 'મને આત્મજ્ઞાન કહો' એવી અર્જુનની પ્રત્યક્ષ પ્રાર્થના નથી, તોપણ 'મારો શોક જે સાધનથી જશે તે સાધન મને દેખાતું નથી.' એમ જો તે બોલેલો છે, તો પછી ઉપદેશકના એ લક્ષમાં આવવુંજ જોઇએ કે, આપણે એને આત્મસ્વરૂપનોજ વિચાર જણાવવો યોગ્ય છે. 'મને અન્ન આપો' એમ પ્રત્યક્ષ અન્ન વિષયક પ્રાર્થના કરી નથી, પરંતુ, 'મને ભારે ભૂખ લાગી છે, શું કરવું ! કાંઈપણ સુઝતું નથી,' એમ જો કોઇ કહે તો પણ ક્ષુધાશમનાર્થે તેને અન્નજ હમણા આપવું જોઇએ, એ સર્વને માન્ય હોવુંજ જોઇએ. તે ન્યાયે ભગવાને આત્માનાત્મવિચારનો ઉપન્યાસ કર્યો. તેમાં 'તારે હવે શોક કરવો ઉચિત નથી' એમ પાંચ છ વાર ભગવાને કહેલું છે. રણ જેવા સ્થળે એ આત્માનાત્મોપદેશનો પ્રસંગ આવ્યો એ જરા વિચિત્ર દેખાય છે, પરંતુ તેને કાંઈપણ ઉપાય નથી. અરણ્યમાં નદી તીરે ઋષિના આશ્રમમાં એવો વિચાર પ્રાયઃસંભવે છે એ ખરૂં છે. તથાપિ આજનો એ પ્રસંગ ધારાતીર્થે આવ્યો એમાં પણ અસંભાવ્ય એવું કાંઈપણ દેખાતું નથી. આત્માનાત્મવિચારની દૃષ્ટિએ શોક કરવો ઉચિત નથી એમ ૨ ના ૩૦ સુધી કહ્યા પછી સ્વધર્મ વિચારની દૃષ્ટિએ પણ ભયકંપશોક થવો ઉચિત નથી એમ પણ ભગવાને ૨ ના ૩૧ થી ૩૮ સુધી કહેલું છે.

**આત્મા તથા ધર્મ એમના વિષે ઉપદેશ.—આ બંને ઉપદેશ માંહેલો** સાર એ છે કે, આત્મા એટલે જીવનું તાત્વિક અને સ્વાભાવિકસ્વરૂપ. તે તો સ્વભાવતઃ નિત્ય, અવિનાશી, નિર્વિકાર, સાક્ષિભૂત ચૈતન્યમાત્ર છે. જન્માદિવિકાર તેને છેજ નહી. તે અખંડૈકસ્વરૂપ છે, અને જડદૃશ્ય દેહાદિક અનાત્મપદાર્થ ઉત્પન્ન થનારાં છે, તેથી તેમને નાશ અવશ્ય છેજ.

તે અપરિહાર્ય છે. એમ હોવાથી આત્મા નિત્ય વિદ્યમાન હોવાને લીધે જેમ તે શોકને પાત્ર નથી, તેવો નાશવંત દેહ સ્વભાવત: નષ્ટ થનારો હોવાથી તે પણ શોકને પાત્ર નથી; એવી સ્થિતિમાં કોઇને પણ શોક તે કેવો ? હોયજ નહી. મતલબ એજ કે, કોઈપણ વસ્તુ માટે, કોઇપણ પ્રાણિ માટે કોઇને પણ શોક કરવો ઉચિત નથી. હવે સ્વધર્મનો પણ વિચાર કરતાં તારે કચવાવું યોગ્ય નથી. અર્થાત્ પાપની શંકાથી ભયભીત થઇને શોક કરવો યોગ્ય નથી. એટલે જે કર્મ, ધર્મશાસ્ત્રત: કર્તવ્યત્વે તને પ્રાપ્ત છે, તેથીજ જે પુણ્યરૂપજ છે, તે તને પાપરૂપ છે એમ લાગે છે ? મોટું આશ્ચર્ય છે ! તથાપિ હમણા તો બરોબર લક્ષમાં લે જે કે, એ તો સ્વધર્મકૃત્ય છે, તે કરવામાં પાપ કોઇપણ વખતે નથી, ઉલટું તે તજવામાંજ પાપ છે. સ્વકીય ધાર્મિકકૃત્ય પ્રત્યેકે કરવું જોઇએ; તથાપિ લાભહાનિ, સુખદુ:ખ ઈત્યાદિ પરિણામ ઉપર લક્ષ ન આપતાં કેવળ સદ્હેતુથી કર્તવ્યતાબુદ્ધિથી કરિયે એટલે તો તેમાં સુતરાં પાપ નથી. અર્જુનનો હમણા રોખ શું છે તે ભગવાનના લક્ષમાં બરાબર છે. તેના મનમાં પ્રસ્તુત યુદ્ધ કર્તવ્ય નથી. તે છોડી દઇને જે રીતે સત્કાલક્ષેપ કરી શકાશે તે રીતે વર્તવું. પરંતુ ભગવાને ત્યાગની બાબતમાં પોતાનો નિશ્ચય શો છે તે સમજાવિને કહ્યું. તે એ કે यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् । एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च । कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् । नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते (૧૮ નો ૪, ૫, ૬ અને ૭ મો.) એટલે કર્મત્યાગ કે કર્મસંન્યાસ એ સંબંધે મતભેદ છે. તથાપિ મારૂં નિશ્ચિત મત એવું છે કે, યજ્ઞ, દાન, તપ ઈત્યાદિ વર્ણાશ્રમધર્મસંબંધી ધર્મકર્મ કરવુંજ જોઇએ, તેમનો ત્યાગ કરવો નહી. કારણ કે તે તો વિચારી સાધકને ચિત્તશુદ્ધિનાં સાધનો છે. જે કર્મ નિયત એટલે શાસ્ત્રનિયમથી કર્તવ્યત્વે પ્રાપ્ત હોય છે તેનો ત્યાગ કરવો એ કોઇપણ વખતે સયુક્તિક નથી. એમ હોવાથી તે પાપરૂપ નથી એ શું કહેવું ! ઓ અર્જુન, મોક્ષપ્રદ તત્ત્વજ્ઞાનદિશા અને

ધર્મતત્ત્વની વિચારદિશા એમ બંને વાતો તારી આગળ મેં મુકી છે. તોપણ હમણા (એટલે તું અજ્ઞાની છે એવી સ્થિતિમાં) આત્મજ્ઞાન અને ધર્મજ્ઞાન એ બે માંહેલી વ્યવસ્થા એટલે પ્રસ્તુત જ્ઞાનનિષ્ઠામાં અને કર્મનિષ્ઠામાં વ્યવસ્થા છે તે આ પ્રમાણે, 'મોટો ધરો કે સમુદ્ર મળે તો ભિન્નભિન્ન અલ્પ જળાશયોની (કૂપાદિકોની) અપેક્ષા રહેતી નથી. તેમ બ્રહ્મજ્ઞાનવાન્ તત્ત્વવેત્તાને તત્ત્વજ્ઞાનમાં સર્વાનંદલાભ થતો હોવાથી વેદ માંહેલાં તે તે પરિમિત ફળો આપનારા પૃથક્ પૃથક્ કર્મો કરવાની અવશ્યકતા રહેતી નથી. અર્થાત્ એ વાત તત્ત્વવેત્તાની છે, (૨ નો ૪૬ મો.) તને તો અદ્યાપિ મોહ છે, તે જવા સારૂ તને શ્રવણાદિક કર્તવ્ય રહેલું છે. એટલુંજ નહી તો, અદ્યાપિ તારી ચિત્તશુદ્ધિ પણ થયેલી નથી (૨ નો પર) તે અર્થે "कर्मण्येवाधिकारस्ते (૨ નો ૪૭)" એટલે કર્તવ્યકર્મ કરવું. તે પણ ફલેચ્છા અને કર્તૃત્વાભિમાન ન રાખીને કરવું, એટલેજ તારો હમણા અધિકાર દેખાય છે. તેથી કર્તવ્યશૂન્ય બનીને બેશીશ માં. 'બુદ્ધિ શુદ્ધ થશે એટલે તે નિર્વિકલ્પપણે અને નિર્વિક્ષેપત્વે પરમાત્માની સાથે યોગ એટલે સંયોગ પામશે. ત્યાર પછી તને પરમાત્માવ્યતિરિક્ત સર્વ વસ્તુ વિષે વૈરાગ્ય થશે. (૨ નો ૫૩ મો.) અર્થાત્ ત્યાર પછી તું જીવન્મુકત સ્થિતપ્રજ્ઞ થઈશ. કૃતકૃત્ય થઈશ.' અર્જુને એ વાત સાંભળતાંજ સ્થિતપ્રજ્ઞના લક્ષણો કયાં? તે મને કહો, એમ તેણે ભગવાનને પુછયું. ભગવાને પણ તે લક્ષણો તદ્દન યથાસ્થિતપણે કહ્યાં. તે કહેવાને વખતે ભગવાનને કર્મયોગની યત્કિંચિત્ પણ યાદ રહી નહી. ખરૂંજ છે. જે સ્થિતિમાં શાંતિ વિના વાતજ નથી ત્યાંહ કર્મકટકટ તે કોને ગમે કે રૂચે? અર્જુને આ લક્ષણો પુછયાં તેમાં તેનો શો હેતુ હોવો જોઇએ તે જોવો એ વિશેષ કિલષ્ટ નથી. 'કાચબો જેમ પોતાના અવયવ સર્વથા ખેંચી લે છે, તેમ પ્રસ્તુત તત્ત્વવેત્તા પોતાની ઇંદ્રિયો વિષયવિમુખ કરિને રહે છે' (૨ નો ૫૮ મો.) એ અર્જુને સાંભળેલુંજ છે. મુદ્દો એજ કે, આ લક્ષણો આપાતતઃ દ્રગ્ગોચર થતાં કોઇને પણ એમ લાગે કે, એવી સ્થિતપ્રજ્ઞસ્થિતિ

પ્રાપ્ત થતાં કર્મયોગની કાણનો ચતુર્દશિકે છેડો આવે. 'મુવો ઢેડને છુટી અભડછેટ' એ લક્ષમાં લઇને અર્જુનને શું શું લાગતું હોય તે હવે તપાસીયે. અહિં દ્વિતીયોધ્યાય સંપૂર્ણ થયો. ત્રીજા અધ્યાયનો આરંભ થવાનો, ત્યાંહ અર્જુનનો એવો પ્રશ્ન છે કે, 'ભગવન્, કર્મ કરતાં બુદ્ધિ એટલે બુદ્ધિયોગ (જ્ઞાનયોગ) અધિક શ્રેષ્ઠ છે એમ આપનું માનવું છે, તો પછી ઘોરકૃત્યમાં મારી (સત્ત્વસ્થની) યોજના કેમ કરો છો? ભગવન્, ખરૂં પુછો તો તમારૂં બોલવું મને વિચિત્ર લાગે છે. તેમાં એક ધડ એવું મને કાંઈપણ નિશ્ચિત થતું નથી. તેને લીધે આપ મને મોહમાં જેમ કાંઈ નાંખતા હોયને શું એમ લાગે છે. તો કૃપા કરીને એમ કરો માં. હું પ્રાર્થના કરૂં છું કે, જેનાથી મારૂં શ્રેય થાય એવું નિશ્ચિત જે એક કાંઈ હોય તેજ મને કહો. એટલે હું પોતે કાર્પણ્ય-દોષોપહતસ્વભાવ તથા ધર્મસંમૂઢચિત્ત થયેલો! એવી સ્થિતિમાં આપનું ભાષણ વ્યામિશ્ર (દુટપ્પી) જેવું મને લાગે છે, તેને લીધે આપ મને અધિક મોહમાં નાંખતા હોયને શું એમ લાગે છે. વસ્તુતઃ આપ તેમ કરતા નહી હશો. કારણ કે મારો મોહ દૂર કરવા સારૂ આપ નિરૂપણ કરો છો. ત્યાંહ મને મોહમાં નાંખશો એવો આરોપ મારાથી કરાય નહી. પણ શું કરૂં! જે ભાસે છે તે કહું છું. મારા ઉપર રીસ ચઢાવશો મા.' અહિં અમો વિચારમાં પડયા કે, કર્મ કરતાં બુદ્ધિ અધિક શ્રેષ્ઠ છે, એમ ભગવાનનું માનવું ભગવાનના જે વાક્ય ઉપરથી એણે માન્યું તે ભગવાનનું વાકય કયું? તે જોવા જતાં दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय। बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः (૨ નો ૪૯ મો.) એ જણાયું. એનો શબ્દાર્થ એવો છે કે, 'બુદ્ધિયોગ કરતાં કર્મ (કર્મયોગ) અત્યંત નિકૃષ્ટ છે. અર્થાત બુદ્ધિયોગમાં પોતાનું સંરક્ષણ થશે એમ સમજીને વારે તત્પરાયણ થવું" એવું ભગવદ્વાક્ય દેખાણું; અને એજ વાક્યથી અર્જુનની તેવી ધારણા થઈ હશે એમ પણ અમે નિશ્ચિત કર્યું. ને તેથીજ એ અર્જુન એમ સ્પષ્ટ કેહેતો હશે કે, 'કર્મયોગ કરતા બુદ્ધિ (બુદ્ધિયોગ) જો અધિક શ્રેષ્ઠ

છે, તો, ભગવન્, એવું ઘોરકર્મ કરવા સારૂ મને કેમ આજ્ઞા કરો છો?' મતલબ એજ કે, 'પ્રસ્તુત યુદ્ધ હું કરવાનો નથી' એમ જે તેણે પોતાની સાથે નિશ્ચિત કરેલું છે તેનેજ ઉત્તેજન આપનારૂં ભગવાનનું તે (૨ નો ૪૯ મો.) વાક્ય છે એમ તેના મનમાં દૃઢ થાય છે. વળી त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन । निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् (૨ નો ૪૫ મો.) એટલે એ અર્જુન, વેદોમાં પ્રાયઃ સર્વત્ર પ્રવૃત્તિમય ત્રિગુણાત્મક સંસાર ભરેલો છે. તું પોતે તો નિસ્ત્રૈગુણ્ય થા, નિત્ય સત્ત્વસ્થ થા, નિર્દ્વન્દ્વ થા. અપ્રાપ્યની પ્રાપ્તિ ઉપર લક્ષ આપીશ માં અને પ્રાપ્તના રક્ષણ વિષે પણ ચિંતા કરીશ માં. તું આત્મવાન્ થા. એટલે જ્ઞાનથી આત્મનિષ્ઠ થા. અર્થાત્ આત્મવાન્ તો પ્રત્યેક છેજ. આત્મા જેમાં નથી, કે જેને નથી એવો કોઈપણ છેજ નહી. પરંતુ એક જ્ઞાન નહી હોવાથી તે આત્મા અપ્રાપ્ત જેવો થયેલો છે. તેથી તું જ્ઞાનનિષ્ઠા વડે આત્મસંપન્ન થા.' એમ પણ ભગવાન્ કહે છે. બીજી તરફ જોઇએ તો ત્યાંહ 'तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः (૨ નો ૩૭ મો.) અર્જુન ઉઠ, યુદ્ધ માટે નિશ્ચિતબુદ્ધિ થા.' એમ પણ ભગવાન્ બોલે છે. અને આ એવો તેમનો પ્રકાર જોઇને 'ભગવન્ આપનું ભાષણ મને દુટપ્પી હોય ને શું એમ જણાય છે' એમ જે અર્જુન બોલ્યો તે પણ યોગ્યજ છે, તેથી તે ક્ષમ્યજ છે. તેના મનમાં યુદ્ધ કરવાનું નથી. આ વાતને અનુકૂળ એવુંજ કાંઈપણ હમણા ભગવાન્ આખરનું સ્પષ્ટ મત બોલશે, એવી તેની આકાંક્ષા છે. પરંતુ તે સફળ થતી નથી. એ અર્જુન, પ્રસંગપ્રાપ્ત કર્તવ્યકર્મ પ્રત્યેકે કરવું જોઇએ. એ તને કોઇપણ એક દૃષ્ટિએ કબૂલ કરવુંજ જોઇએ. અનેક દૃષ્ટિથી તથા અનેક ઉપપત્તિથી તે તને કબૂલ કરવું પડશેજ, એમ તો હું કહુંજ છું. તે કેમ તો તે સાંભળઃ—અર્જુન, તત્ત્વવેત્તા અર્થાત્ સાંખ્ય, જ્ઞાનયોગથી નિવૃત્તિપરાયણ હોય છે. અને કર્મયોગી કર્મયોગથી પ્રવૃત્તિપરાયણ હોય છે. એવી આ દ્વિવિધ નિષ્ઠા આ લોકમાં તેમના સ્વીકર્તવ્યત્વે મેં પૂર્વેજ કહેલી છે; અને એ વાત તને પણ હમણાંજ

एष तेऽभिहिता सांख्ये बुद्धिर्योगेत्विमां शृणु (૨ નો ૩૯ મો.) આ વાકયે કહેલી છે; ત્યાંહજ મેં એમ પણ તને સ્પષ્ટ જણાવેલું છે કે 'બ્રહ્મનિષ્ઠ જ્ઞાનવાન્ તત્ત્વવેત્તાની વાત જુદી છે અને તારી વાત જુદી છે, એટલે તારે ફલાસકિત મુકીને કર્મ કરવું એવોજ તારો અધિકાર છે (૨ નો ૪૬ અને ૪૭ મો.)' એમ મેં સુવ્યવસ્થિતતાએ જણાવ્યા છતાં તું વમળમાં પડયો. બુદ્ધિયોગ કરતાં કર્મ (કર્મયોગ) અત્યંત નિકૃષ્ટ છે, તું બુદ્ધિયોગમાં શરણ એટલે રક્ષણ થવાની અપેક્ષા રાખ (૨ નો ૪૯ મો.) એમ પણ પૂર્વે મેં તને કહેલું છે, પરંતુ તે મારા કહેવા માંહેલો ખરો હેતુ તારા લક્ષમાં બરોબર આવ્યો નહી હોય, તેથીજ તું પ્રસ્તુત આક્ષેપ (૩ નો ૧ લો તથા ૨ જો) કરે છે એમ મને લાગે છે. હશે; મારા તે કહેવા માંહેલો ખરો હેતુ શો છે તે હમણાં તારા લક્ષમાં આવશે. જો, હજી તને અપરોક્ષ તત્ત્વજ્ઞાન મેળવવાનું છે, તારો મોહાંધકાર નષ્ટ થવાનો છે, તને શ્રવણ કર્તવ્યત્વે બાકી છે, સમાધિ સાધવા યોગ્ય તારૂ અંતઃકરણ થવાનું છે, તેથી તને પરમાત્મસંયોગ થવાને કેટલો એ અવકાશ છે. હજી સુધી ચિત્તશુદ્ધિનુંજ ઠેકાણું નથી. તે સ્વધર્માનુષ્ઠાન કર્યા વિના થતી નથી, તેથી નિષ્કામબુદ્ધિએ તેજ તારે પ્રથમ આરંભવું જોઇએ. આ સર્વ આત્મસાક્ષાત્કાર થઇને નિવૃત્તિપરાયણતાથી આત્મનિષ્ઠ થવા સારૂ હોય છે, તેથી અંતે મોક્ષપ્રાપ્તિ બુદ્ધિયોગ વિના એટલે જ્ઞાનયોગ વિના થતી નથી, એમ હોવાથી તે ધ્યેય તારા લક્ષમાં હોવું જોઇએ. તે વિના કોઇનો પણ ઉદ્ધાર થવાનો નથી. સારાંશ એજ કે પોતાનાં સર્વ સાધનની રૂખ આત્મજ્ઞાનનો ઉદય થવામાં હોવી જોઇએ, એજ હેતુથી बुद्धौ शरणमन्विच्छ, दूरेण ह्यवरं कर्मबुद्धियोगात् (૨ નો ૪૯ મો.) એમાં એમ કહેલું છે કે, બુદ્ધિયોગ કરતાં કર્મયોગ અત્યંત અવર છે એટલે નિકૃષ્ટ છે, સાવ નજીકનો છે. તદ્દન પેહેલાજ ધોરણનો અભ્યાસ છે. એટલે આરંભજ એનાથી છે અને એની પરિસમાપ્તિ એટલે છેડો જ્ઞાનનિષ્ઠામાં છે. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते (૪ નો ૩૩ મો.) એવો તે મારા કહેવા માંહેલો મુખ્ય ઉદ્દેશ છે અને એજ વાત હું તને ફરીથી

પણ હમણાં કહું છું કે, કર્મો કર્યા વિના નૈષ્કર્મ્ય પ્રાપ્ત થતું નથી. એટલે न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते । न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति (૩ નો ૪ શ્લો.) ભાવાર્થ એજ કે, માર્ગે ચાલ્યા વિના પ્રવાસ પૂરો થતો નથી, મુકામે પોચી શકાતું નથી. કર્મ આરંભ્યુજ નહી તો તેની સમાપ્તિ ક્યાંથી થવાની? ફળસિદ્ધિ થતાં સુધી યત્ન કરવોજ જોઇએ. આત્મ-સાક્ષાત્કાર વિના કર્મયોગ શાંત થવાનોજ નથી, અને તેવો તે થયા વિના વાસ્તવિક નૈષ્કર્મ્યસિદ્ધિ એટલે સંન્યાસાવસ્થા હાથમાં આવવાની પણ નથી. તું તો ધારતો હઇશ કે, કર્મો બિલકૂલ આરંભિયેજ નહી એટલે થયું! હું પુછું છું; શું થયું? ચિત્તશુદ્ધિ થઈ? કે જ્ઞાનસિદ્ધિ થઇ? કે કૃતકૃત્યતા મળી? શું થયું? કાંઈપણ નહી. અર્જુન, બરોબર ધ્યાનમાં લે કે, પેટમાં ઉબકો ઉછળે છે એવી સ્થિતિમાં વમન—ઉલટી, રેચન એવું કાંઇપણ થશે તોજ નૈર્મલ્ય, સ્વાસ્થ, સૌમનસ્ય અને સમાધાન થવાનું. તેમ પ્રસ્તુત કર્તવ્યકર્મનો પ્રસંગ આવી પડશે એ ભાવના આજે કેટલાએ વર્ષોથી શીજી રહેલી છે, હૃદયગર્ભમાં પરિપક્વ થઈ રહી છે. એવી સ્થિતિમાં તે ભિતરની ભિતર સમાઈ જાય અને તારૂં હૃદય શુદ્ધ તથા શાંત રહે એ વાત મને અશક્ય લાગે છે. અર્થાત્ પેટમાં ઉબકાનો ઉછળાટ છતાં તે દાબી મારવામાં લાભ શો? कर्मेन्द्रियाणि संयम्य॰ मिथ्याचारः स उच्यते (૩ નો ૬ ઠો.) કર્મેન્દ્રિયો દાબી રાખવાના અને મનમાં તો વિષય ચિંતન ચલાવવાનું, એના જેવું મૌર્ખ્ય નથી, એ સર્વ ઢોંગીપણું છે. તેના કરતાં જ્ઞાનેંદ્રિયોનો વિવેકયુક્ત અંતઃકરણથી નિગ્રહ કરિને ફળ ઉપર ભિસ્ત ન રાખતા કર્મેંદ્રિયોથી કર્મયોગ કરતો રહેનારો સાધકજ સારો છે (૩ નો ૭ મો.') એવા પ્રકારનું નિરૂપણ ભગવાન કરી રહ્યા છે ને તે સર્વથા મૂઢ એવા અર્જુનની આગળ ચાલેલું છે. એ વાત પણ ભગવાન્ જાણે છે. તેમજ આપણે બધાએ એ પ્રસંગ લક્ષમાં રાખવો જોઇએ. આ પ્રસંગાનુસારે ભગવાન્ અર્જુનને એમ કહે છે કે, नियतं कुरु कर्म त्वं. कर्म ज्यायो ह्यकर्मणः (૩ નો ૮ મો.) એટલે શાસ્ત્ર પ્રમાણથી પ્રાપ્ત, કર્તવ્યત્વે

ઉપસ્થિત એવું જે (આ) કર્મ છે, તે તું કર. તે ન કરવા કરતાં કરવું એ અધિક પ્રશસ્ત છે. તે કેમ પ્રશસ્ત છે, એ હું હમણાજ કહી આવ્યો છું. હવે જેને કાંઇપણ કર્તવ્ય રહેલું નથી, એટલે જેના વિષે કર્મો કરવાથી ચિત્તશુદ્ધિ થઇને, સાક્ષાત્કાર થઇ આત્મસમાધિયોગ્યતા આવેલી છે, અમે જે કેવળ આત્મરતજ છે, તેને લીધે જેને કાંઇપણ કર્તવ્ય રહેતું નથી, એવો કોઇ એકાદ હોવાનો, તેની વાત જુદી છે; તે કૃતકૃત્ય ઠર્યો. તેવી તારી સ્થિતિ હોવી જોઇએ એવી જો અપેક્ષા છે તો ચિત્તશુદ્ધ્યર્થે નિષ્કામતાએ કર્તવ્યત્વે ઉપસ્થિત એવું કર્મ તારે બરોબર આચરવું જોઇએ. વસ્તુતઃ અર્જુન મૂઢ છે એ દૃષ્ટિએ ભગવાન્ બોલે છે, તો પણ તેને ભગવાનનું બોલવું ગળે ઉતરતું નથી. 'આપણે કર્મ કરવાનાજ હમણા અધિકારી છિયે' એમ તેને જણાવવું જોઇએ. પરંતુ તે તેને જણાતું નથી, એમ જોઇને ભગવાને પોતાનો ઉદ્દેશ અન્યયુક્તિએ સાધવાનું યોજ્યું. તે યુક્તિ આ છે, ઓ અર્જુન, લોકસંગ્રહ ઉપર તો દૃષ્ટિ દઇને કર્મયોગ કરવો. એટલે આ બોલવામાં ભગવાને અર્જુનને ભલાપણું આપી ગૌરવીને કહ્યું કે, 'અરે જનકાદિક પણ એમજ કર્મયોગ કરતા વર્તી ગયા, અથવા તે જૂની વાતો શું કરવા જોઇએ? પ્રત્યક્ષ મને જો, મને તો આ ત્રૈલોક્ય પૈકી કાંઇપણ જોઇએ છે એમ નથી. તો પણ કર્મયોગમાં હું વર્તું છું કે નહી? આ વાત તને ધાદાંત લાગે છે. તે લક્ષમાં લઇશ તો તને એમ લાગવું જોઇએ કે, ઓહો! ભગવાન્ પણ જો કર્મમાર્ગમાં વર્તે છે, તો પછી મારે અવશ્ય તેમાંજ હોવું જોઇએ! અર્થાત્ અમારી પેઠે તું વર્તીશ તો તને મોટપ છે, શ્રેષ્ઠતા છે એ લક્ષમાં લે.' એમ ભગવાન્ કહે છે, ત્યાંહ અર્જુનના મન માંહેલો કાંઇક ગણગણાટ તેમને કાને પડયો. તે એ કે 'ભગવન્, આપની યોગ્યતા આપનેજ, આપે ગોવર્ધનપર્વત ટચલી આંગળીએ ઉંચે ધર્યો, અમારાથી એક ઢેંફૂ પણ ઉપાડાય નહી. આપે બાર કોસનો દાવાગ્નિ ગળ્યો. અમારાથી એક નાની ચણગારી પણ ખમાય નહી, તો પછી પોતાનું દૃષ્ટાંત આપીને

મને ઠાલો ચણાના ઝાડ ઉપર ચઢાવો છો એ ઉચિત જણાતું નથી. આપે કૃપા કરીને મને આત્મસ્વરૂપની દિઙ્માત્ર ઓળખાણ કરાવી છે, તેમાંજ મારૂં સમાધાન થાવો. વળી, એ કર્મ ઘોર છે, તેથી તે મને જોઇતું નથી. અર્થાત્ એનાથી જે અધિક સાત્વિક વર્તન પ્રકાર હશે, તેમાંજ રહેવું, એમ મને લાગે છે.' આ તેના તર્ક લક્ષમાં લેતાં ભગવાનને પણ ઠિક લાગ્યું. તેમાં મુદ્દો એ કે, આત્મવેત્તાએ લોકસંગ્રહ કરવો જોઇએ એ આત્મવેત્તા તરફ શેષ રહે છે. અર્થાત્ તત્ત્વવેત્તાએ અજ્ઞાનીલોકોનો બુદ્ધિભેદ થાય એમ વર્તવું નહી. એટલે તેમને એમ લાગે કે, આ આત્મજ્ઞ મહાપુરૂષ જો વિધિનિષેધનું પરિપાલન કરતા નથી, તો પછી આપણે તે કરવાની પર્વા શા માટે કરવી? એમ અજ્ઞલોકોને લાગવું એનુંજ નામ બુદ્ધિભેદ. તેમને યથાર્થ જ્ઞાનરહસ્ય અવગત થયેલું નથી ને અહિંનો વ્યવહાર પણ બરોબર થતો નથી, એમ તેમનું થવાનું. એટલે इदं च नास्ति परं च न लभ्यते એવી તેમની સ્થિતિ થવાની. એ એક મહત અનર્થજ થવાનો! એ માટે તત્ત્વવેત્તાએ લોકસંગ્રહ ઉપર લક્ષ આપવું જોઇએ. તૃતીયાધ્યાયના ૨૫ તથા ૨૬ મા શ્લોકના ભાષ્યમાં તત્ત્વવેત્તાને પોતાને માટે કાંઈ કર્તવ્ય નહી હોય તોપણ લોકસંગ્રહ તેણે કરવો જોઇએ એમ આચાર્યશ્રી સ્પષ્ટપણે કહે છે, કર્મયોગની ખુષામત નથી. એ તો તત્ત્વવેત્તાની સ્વાભાવિક સ્થિતિજ છે, એ દૃષ્ટિએ તે જ્ઞાન મહિમાજ ગણાય છે. તાત્પર્ય એજ કે, આત્મજ્ઞાન જેને છે તેને એ જ્ઞાનજ છે કે, આત્મા નિર્વિકાર છે તેથી તે અક્રિય છે, ક્રિયાત્મક સર્વ વ્યવહાર પ્રકૃતિગુણોમાં પરસ્પર થયાં કરે છે. ત્યાંહ આત્મવેત્તાને કર્મયોગની શી નડતર થવાની? તે અર્થે તને જો આત્મરહસ્ય જણાયેલું હોય તો પ્રસ્તુત લોકસંગ્રહની ભાવના તારામાં હવે એની મેળેજ ઉદ્ભવવી જોઇએ. તે ઉદ્ભવવી એ આત્મવેત્તામાં તદ્દન સ્વાભાવિક પ્રકાર છે. તે સ્વભાવ તેથી ઉદ્ભવતી નહી હોય તો તું પૂર્ણ આત્મજ્ઞ થયેલો નહી હઈશ, એમ મને માનવું પડશે.' આ સ્થળે અર્જુનની સ્થિતિ કાંઈક વિચિત્ર

થઇ હશે. એટલે તેને એમ લાગતું હશે કે, તદ્દન અજ્ઞાન સ્વીકારીયે તો ચિત્તશુદ્ધિ સારૂ એ સ્વધર્મસંબંધી કર્તવ્યકર્મ કરવાનું ગળે વળગે છે. કૃતકૃત્ય એવો પૂર્ણ આત્મજ્ઞ માનું તો લોકસંગ્રહ સારૂ તેજ કર્મ ગળે ચોટવાનું. આ પ્રમાણે એ ઉભયમુખી પાશમાં ભગવાન મને સપડાવવા તાકે છે.' એ અર્જુનની અંતઃસ્થિતિ તર્કિત કરીને ભગવાને એકજ વાત તેને કહીં. તે એ કે, श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः (૩ નો ૩૫ મો.) એટલે ઓ અર્જુન, પરકીય ધર્મ સારી પેઠે આચરવા કરતાં સ્વધર્મ વિગુણ આચરવામાં આવે તોપણ તેજ અધિક શ્રેષ્ઠ છે, વધારે શું કહુ, અરે સ્વધર્મમાં આવેલું મરણ પણ સારૂં છે, પરંતુ પરધર્મ સ્વીકારમાં તો ભય છે. તાત્પર્ય એજ કે, ઓ અર્જુન, તું અજ્ઞાની છે, એવી સ્થિતિમાં વ્યવહારપરત્વે તું કાંઇપણ કરવાનોજ. તે શું કરીશ? અર્થાત્ શાસ્ત્રનિયમિત સ્વધર્મ છોડીને બીજો કોઇપણ વ્યવસાય જો તું કરવાનો, તો તેના કરતા સ્વધર્મરૂપ ઠરેલો જે વ્યવસાય તે તજવામાં ડાહપણ કયું? કિંવા તું આત્મજ્ઞ હઇશ તોપણ લોકસંગ્રહાર્થે તારે કાંઇપણ વ્યવસાય કરવો એ સ્વાભાવિકતાએ અવશ્ય છે. એવી સ્થિતિમાં પણ અનાદિ પૂર્વસંસ્કારસિદ્ધ સ્વધર્મીય વ્યવસાય વડેજ તે લોકસંગ્રહ સાધવો એ પ્રકાર વિશેષ સ્વાભાવિક તથા વિશેષ સુલભ છે. મતલબ એજ કે, અજ્ઞાની હઇશ તો કાંઇપણ કર્યા વિના તું રેહેવાનો નથી, અને જ્ઞાની હઇશ તોપણ શરીરાદિરૂપ પ્રકૃતિ ગુણ કાર્યસંઘાતના સંસર્ગને લીધે કાંઇપણ કર્યા વિના તું રેહેવાનો નથી. તો પછી પ્રકૃતિસિદ્ધ સ્વધર્મ શા સારૂ તજીએ અને અનભ્યસ્ત પરધર્મ સ્વીકાર શા સારૂ કરિયે? એમાં એટલુંજ નિષ્પન્ન થવાનું કે, સ્વધર્મત્યાગ એ એક પાપ અને પરધર્મસ્વીકાર એ બીજું પાપ, મળીને ભયંકર મહાપાપજ છાતી ઉપર ચઢી બેસવાનું. એ મારૂં કેહેવું તું સારી પેઠે લક્ષમાં રાખજે.' એ ભગવાનના શબ્દ સાંભળીને અર્જુન વિચારમાં પડયો, તે એવો કે, 'હું અજ્ઞાની હઇશ તોપણ અને જન્મતઃ સંસ્કારસિદ્ધ તથા અભ્યાસસિદ્ધ

સ્વધર્મત્વે મને દેહની સાથે અને મનની સાથે કોઈ એક સ્વાભાવિક પ્રકાર ચોંટેલા છે તોપણ, તે હવે મને લેશ માત્ર પણ અપેક્ષીત લાગતો નથી. તે તજવામાં પાપ છે, એમ શ્રીકૃષ્ણાદિક શિષ્ટલોકો માને છે, એમ છતાં તે પાપ (સ્વધર્મત્યાગરૂપ પાપ) કરવામાં મારૂં મન તણાય છે. અર્થાત્ જે કરવુંજ જોઇએ તે કરવા હું ઈચ્છતો નથી, તેથી એક પાપ; અને કાંઇપણ કર્યાં વિના કોઇપણ રહી શકે નહી, તેથી હું પણ બીજું (સ્વધર્મોચિત નથી એવું) કાંઇપણ કરવાનોજ, તો તે પણ નિષિદ્ધાચરણરૂપ તેથી પાપજ, એમ એવું બેવડું પાપ કરવા હું તૈયાર થયો છું ને વસ્તુતઃ એ સર્વ જો પાપજ ઠરવાનું, તો પછી તે દુઃખપર્યવસાયી હોવાનું એ સ્પષ્ટજ છે. એ કોઇએ પણ જાણવુંજ જોઇએ. તો પછી જે (પાપ) દુઃખ આપવાનું, તે કરૂં એવી ઇચ્છા કોને થવાની? કોઇને પણ એ ઇચ્છા થવી એ સયુક્તિક દેખાતું નથી. એમ છતાં પણ (એટલે ઈચ્છા નહી છતાં પણ) એ મનુષ્યપ્રાણિ પાપાચરણ કરવા વળગે છે? કારણ વિના કાર્ય થતુંજ નથી, ત્યારે અહિં પાપપ્રવૃત્તિને કોઇપણ કારણ હોવુંજ જોઇએ એ ખુલ્લું છે. ભગવાનનો મત ખરો હો, કે મારો મત ખરો હો. તથાપિ કોઇના પણ મતે પાપ એ એક સર્વસાધારણતાએ ઠરે છે, એ પ્રકાર નિર્વિવાદ છે. હવે, પાપ કરૂં એવી મનુષ્યપ્રાણિની વસ્તુતઃ ઈચ્છા નથી, એમ છતાં પણ તે તે કરે છે એનું કારણ મારા જાણવામાં આવતું નથી, તેથી ભગવાનનેજ તે પુછીયે એવો નિશ્ચય કરીને ‘ પાપ કરવામાં લગાડનારો દુષ્ટ કોણ છે ?’ એવો પ્રશ્ન અર્જુને કર્યો. એ પ્રશ્ન પ્રત્યેક મનુષ્યનો પણ હોવાનોજ, અને એનો ઉત્તર પણ પ્રત્યેકને જોઇએજ છે, એમ ભગવાને ઠરાવીને ઉત્તર આપ્યો. તે શું છે એ ગીતામાં ૩ ના ૩૭ મામાં પ્રસિદ્ધ છે. તાત્પર્ય એજ કે, રજોગુણથી જેની ઉત્પત્તિ, જે મોટો અક્રાંતિયો, જે જાતે મહાપાપમૂર્તિ, એવો એ કામ–ક્રોધ ઈત્યાદિરૂપ જે અંતઃકરણ માહેલો વિકારસંઘાત એજ તે દુષ્ટ વૈરી અહિં (પાપ કરવામાં લગાડનારો એમ સુપ્રસિદ્ધ) ઠરેલો છે. એ ષડ્રિપુસંઘાત શું કરે છે, એનું

ધાણું ક્યાં છે, એનો સ્વભાવ શો છે, મુખ્યત્વે એનું વૈર કોની સાથે? ઇત્યાદિ બાબદો સંબંધે પણ ભગવાને સ્પષ્ટ નિરૂપણ કર્યું. તે કરતી વખતે તેમણે અર્જુનને (મનુષ્યમાત્રને) એવી તાકીદ આપી કે (સર્વ વ્યવસાય એક બાજૂપર પડતો મુકીને) પ્રથમ જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનારા આ પાપરૂપ ષડ્રિપુસંઘાતને જીત; એટલુંજ નહી, તો તેને ઠાર કર. આ એકલી તાકીદ આપીનેજ ભગવાન્ અટક્યા નહી; તો તેને ઠાર કેમ કરવો એ અત્યંત મહત્ત્વની બાત પણ ભગવાને સમજાવીને કહી. તે માહેલું તાત્પર્ય એ છે કે, 'આત્મસ્વરૂપને સારી પેઠે જાણી તેનો સાક્ષાત્કાર મેળવી તેનો આશ્રય કરવાથી આ કામાદિરિપુગણને ઠાર કરાય છે, એમ હોવાથી કહેલી યુક્તિએ આ શત્રુસંઘાતને પ્રથમ તું ઠાર કર' એવી આજ્ઞા કરીને ભગવાને ત્રીજો અધ્યાય પૂરો કર્યો. તથાપિ પ્રસ્તુત પ્રશ્નોત્તર સંબંધે કેટલાએક વિચાર સ્ફુરે છે તે અહિં ઉલ્લેખિયે.

જન્મ મરણ સંબંધે ઉત્પન્ન થનારો શોક આત્મતત્ત્વજ્ઞાનથી નિવૃત્ત થાય છે, અર્થાત્ તે શોકનું આત્મતત્ત્વ વિષેનું અજ્ઞાનજ મૂળકારણ છે, એમ પૂર્વે કહેલું છે. હવે તે સંબંધે અહિં એવું વિશેષતઃ કેહેવાનું છે કે—આત્મસંબંધી અજ્ઞાનમાંજ પાપનું મૂળબીજ છે. એટલે મનુષ્યને પદાર્થની ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે કેમ, તો એને તેનાથી સુખ થશે એમ લાગે છે અને તેને લીધે તે તેના ઉપર પ્રેમ કરવા લાગે છે. સુખને સ્થાને પ્રેમ ચોંટે છે, એ તો અનુભવ માંહેલું છે. એ ધોરણે જોતાં આત્મા જેવું નિરતિશયપ્રિય બીજું કાંઇપણ નથી, અર્થાત્ આત્મા ઉપરનો પ્રેમ નિરતિશય, નિરૂપમ અને નિર્હેતુક! એમ છતાં તેજ (એક આત્માજ) નિરતિશય આનંદરૂપ છે, એમ કેમ ન લાગે? લાગતું નથી એજ તે અજ્ઞાન. મુદ્દો એજ કે, આત્મા જો અવિનાશી છે, તો તેની સુખરૂપતા પણ અવિનાશીજ હોવાની; અને એ વાત જેને બરોબર લાગે તે આત્મરત હોવાનો નહી કે? અવશ્ય તે આત્મરતજ હોવાનો, અને તેથીજ 'तस्य कार्यं न विद्यते (૩ નો ૩૭) તેને કાંઈપણ કર્તવ્ય રહેતું નથી,' ઇત્યાદિ ઉદ્ગાર

નિકળ્યા છે. अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् ઘરના ખુણેજ જો મધ મળે છે તો પર્વત ઉપર જવા કોણ ઇચ્છે! તેમ જે સુખ જોઇએ છે તે તો આત્મામાંજ અક્ષય્ય છે, તો પછી પદાર્થની ઇચ્છા હોવી સયુક્તિક નથી. અર્થાત્ પદાર્થવિષયક ઇચ્છા નથી તો પછી તેના સંપાદનાર્થે યત્ન પણ કોઈ કરવાંનો નથી. પૂર્વે દ્વિતીયાધ્યાયમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણો કહેલાં છે તેમાં એમ કહેલું છે કે, જે ઇચ્છા તજે છે, તે સ્થિતપ્રજ્ઞ થાય છે, પરંતુ ઇચ્છા તજવી તે કોના જીવ ઉપર? તો આત્મસુખના લાભથી તેમાં મળનારા સંતોષના, તૃપ્તિના, સમાધાનના જીવ ઉપર પદાર્થેચ્છા છૂટવી સ્વભાવિક છે. ને તેથીજ તે આત્મજ્ઞ વિષય વાસનારહિત થઇ શકે છે. પરંતુ એ નિજ-સ્વરૂપની પકડ જો નહી સધાય તો પછી આત્મીય અજ્ઞાનને લીધે પદાર્થ-ઇચ્છા, ઈચ્છાના લીધે યત્ન, કર્મ, તેનાં પરિણામ ઇત્યાદિ ચક્ર શુરૂ થાય છે. તેમાં મૂળ અજ્ઞાન એ દોષ છે; અને તેમાંથી ઈચ્છા ઉદ્ભવે છે, તે પણ દોષરૂપ. ત્યારે તેમાંથી ઉદ્ભવનારો યત્ન સર્વથા નિર્દોષ, નિષ્પાપ ક્યાંથી હોવાનો! સારાંશ એજ કે, ઇચ્છા એટલે કામ. ઇચ્છા પ્રમાણે થયું તો લોભ વધે, ઇચ્છાવિઘાત થાય તો ક્રોધ ઉદ્ભવે છે. એમ એ ષડ્રિપૂનો ગણ આ જીવને નિરંતર ઘેરવા તાકે છે. એમાં પણ કામ એટલે ઇચ્છા એજ મુખ્ય વૈરી. આ સર્વ બાબદ બરોબર ધ્યાનમાં આણીને તત્ત્વજ્ઞપુરૂષ આત્મનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ, નિવૃત્તિપરાયણ થવા જુએ છે. 'સર્વે સુખો ત્યાં તો આવી પગે લાગે' એમ તેને જણાય છે. પછી શું! आपूर्यमाणमचलप्रतिष्ठं० (૨ ના ૬૯ ને ૭૦) માં કહેલા પ્રમાણે તેની સ્થિતિ થાય છે. મતલબ એજ કે કામત્યાગ કર્યાવિના શાંતિ નથી. કામત્યાગ એજ પાપનાશક, અને તે કામત્યાગ કિંવા કામજય, અક્ષય્ય આનંદ સમુદ્રરૂપ આત્માનો આશ્રય કરવાથીજ શક્ય છે. તેથી આત્મરત ન થવા કોણ ઇચ્છે? सर्वारंभा हि दोषेण (૧૮ નો ૪૮ મો.) એ વચનમાં કહ્યા પ્રમાણે સર્વકર્માચાર દોષૈકપ્રધાન, તેમાં વળી અવાંતરભેદ પાપ અને

પુણ્ય ! કેવી આ અંધપરંપરા ! આ સર્વ અનર્થ લક્ષમાં આણીને વિચારી મનુષ્ય મુંગે મોઢે આત્મનિષ્ઠ થવા ધારેજ. ત્રીજો અધ્યાય વિશેષતઃ કર્મયોગના પ્રતિપાદનાર્થે ઉભો થયો. પરંતુ તે બિચારો ખરો પ્રામાણિક હોવાથી તેણે અંતે આત્માજ એક શરણ્ય છે, તોજ અવિદ્યા–કામ–કર્મરૂપ ત્રિશૂળથી ખરો છૂટકારો છે, એ રહસ્ય ઉઘાડું કર્યું. હવે ભગવાન્ કર્મયોગનું અગત્ય ચાહે તેટલું દર્શાવે, 'હું કર્મમાં છું, તત્ત્વવેત્તાઓએ પણ તે કરવું, અજ્ઞાનીયે તો તે કરવુંજ જોઇએ,' એ કર્મશાસ્ત્રનો સિદ્ધાંત ! અહિં વિવેકીને જે કાંઇ દેખાશે તે તેમનું તેમણેજ જોવું. અર્જુનને એ સિદ્ધાંત પટયો હત તો અહિંજ 'करिष्ये वचनं तव, ભગવન્, હું યુદ્ધને તૈયાર છું' એમ તેણે કહ્યુંજ હત. અત્રે પ્રવૃત્તિ–નિવૃત્તિપર સર્વ નિરૂપણીય ભાગ પૂરો થયેલો છે, હવે વક્તવ્ય રહેલું નથી. ગ્રંથ પૂરો થવાથી ગ્રંથસમાપ્તિને સમયે ઉપદેશપરંપરા, અથવા સંપ્રદાયક્રમ ગ્રંથના પ્રામાણ્યરક્ષણાર્થે કહેવો પડે છે, આ શિષ્ટાચારને અનુસરિને ભગવાને તે પણ જણાવ્યો. આગળ ૪ ના ૪ માં અર્જુનનો પ્રશ્ન છે, તેથી સંપ્રદાયસ્મરણ એ ચોથા અધ્યાયને આરંભે ઠરે છે. પરંતુ જો અર્જુનનો પ્રશ્ન ન હત તો એજ સંપ્રદાયસ્મરણ ત્રીજા અધ્યાયનો ખરો અંત ગણાત.

ચોથા અધ્યાયમાં પણ કર્મયોગ અને જ્ઞાનયોગ એજ વિષય છે. તે વિષે હવે વિચારવાનું છે. તથાપિ પ્રથમ એક સાધારણ બાબદનો વિચાર કરીને પછી આગળ જોઇશું. પ્રસ્તુત અધ્યાય માંહેલા પેહેલા ત્રણ શ્લોકમાં योग એ એક શબ્દ આવેલો છે. તેની પાછળ इमम् એ દર્શક સર્વનામ છે. ભગવાન્ કહે છે 'આ યોગ મેં પ્રથમ સૂર્યને કહ્યો.' આ વાક્યમાં ભગવાનને आ योग એ શબ્દથી કયો યોગ વિવક્ષિત હોવો જોઇએ ? એટલે અર્થાત્ તદ્દન પાસેનો જે ત્રીજા અધ્યાય માંહેલો કર્મયોગ, એ એકજ વિવક્ષિત હોવો જોઇએ ? કે ત્રીજાના પાછળનો બીજા અધ્યાય માંહેલો સાંખ્યયોગ અને ત્રીજા માંહેલો કર્મયોગ મળીને કૂલ દ્વિવિધયોગ

વિવક્ષિત હોવો જોઇએ? એવો કોઇને કદાચિત્ સંશય થશે. તેનો પરિહાર એ છે કે, સૂર્ય, મનુ, ઇક્ષ્વાકુ ઇત્યાદિ રાજર્ષિઓને શું કહ્યું હતું તે મેળવી જોવાને આપણી પાસે હમણા કાંઇપણ દાખલો નથી, પરંતુ ભગવાન કહે છે કે, 'તેજ પરમરહસ્યભૂત યોગપ્રકરણ આજે તને (અર્જુનને) સંભળાવ્યું' અર્જુનને શું શું સંભળાવ્યું તે આપણને પ્રત્યક્ષ દેખાય છે, ને તે સાંખ્યયોગ, કર્મયોગ એવો દ્વિવિધવિષય છે. એમ હોવાથી પૂર્વોક્ત પરંપરામાં એજ દ્વિવિદ્ધયોગપ્રકરણ કહેલું હોવું જોઇએ, એવો અબાધિત તર્ક બાંધી શકાય છે. વળી બીજા અધ્યાયને 'સાંખ્યયોગ' એમ જો કે વિશેષ સંજ્ઞા છે, તથાપિ તેમાં પણ સાંખ્યબુદ્ધિ અને કર્મયોગ બુદ્ધિ એવા બે વિષય આવેલાજ છે; અને ત્રીજા અધ્યાયને 'કર્મયોગ' એમ જો કે વિશેષ સંજ્ઞા છે, તથાપિ તેમાં પણ સાંખ્યયોગ તદ્દન વર્જેલો છે એમ નથી. તેમાં તો સાંખ્યયોગથી કર્મયોગનો અંત થાય છે એમ દર્શાવેલું છે. મુદ્દો એજ કે 'आ योग' એટલે કેવળ કર્મયોગજ એવો અર્થ એજ વિવક્ષિત છેજ નહી. ઉભયસમુચ્ચયરૂપ તે યોગ હોવો જોઇએ એજ વિશેષતઃ સંભવે છે. लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ (૩ નો ૩ જો.) એ વાક્યનો વિચાર કરતાં ઉક્તસંશય લેશ માત્ર પણ ટકતો નથી. અર્થાત્ 'પૂર્વે મેં જ્ઞાનયોગથી સાંખ્યનિષ્ઠા અને કર્મયોગથી કર્મનિષ્ઠા એવી દ્વિવિધનિષ્ઠા કહેલી છે.' એ કહેવું અને इमं विवस्वते० (૪ નો ૧ લો.) ઇત્યાદિ કહેવું તદ્દન એકમેળનું નથી, એમ કોણ કહી શકે! આ કાંઇ વિશેષ મુદ્દાનો ભાગ નથી. તે થઇ રહ્યું. અહિં અર્જુનના પ્રશ્ન ઉપરથી ભગવાને પોતાના પરમેશ્વરત્વની અને અવતારિત્વની વાત કહેતાં કહેતાં તેમાં ધીરેજ પૂર્વમુમુક્ષુકૃત કર્માચરણજ ભાવી મુમુક્ષુઓએ કરવું એવો ઉપદેશ અર્જુનને ૪ ના ૧૫ મો. અહિં પ્રથમ એકવાર કર્યો. આ શ્લોકના ભાષ્યમાં આચાર્યશ્રીએ ભારે મૌજ ઉડાવી છે. ભગવાનના મૂળ શબ્દ 'તું કર્મ કર—' એવા છે. આચાર્યશ્રી, એ શબ્દનો ખુલાસો કરીને અર્જુનને એમ સ્પષ્ટ કહે છે કે, 'અર્જુન, તું

સ્વસ્થ—ચૂપ—બેસીશ મા. સંન્યાસ પણ કરિશ મા. કર્મજ કર. કર્મ કરજ. તને આત્મજ્ઞાન નહી હોય તો ચિત્તશુદ્ધ્યર્થે કર્મ કર. તત્ત્વવેત્તા હઈશ તો લોકસંગ્રહાર્થે કર્મ કર.' આચાર્યશ્રીના આ ઉદ્ગાર જોતાં શ્રી કૃષ્ણના એવજે અર્જુન પૂર્વોક્તસ્થિતિમાં શ્રી શંકર ભગવાનપૂજ્યપાદાચાર્યનાજ એટલે સંન્યાસપક્ષીય અધિકારી પુરૂષનાજ શરણે આવ્યો હત તો તેમણે તેને શું કહ્યું હત, એનું સ્પષ્ટ અનુમાન કોઇપણ હવે કરી શકશે. મતલબ એજ કે, સંન્યાસને એક આશ્રમરૂપ માનનારા તત્ત્વવેત્તાને જ્ઞાનોત્તર લોકસંગ્રહાત્મક યથાપ્રસંગ કર્મયોગ કરવો પૂર્ણ અભિમત છે એ સર્વ જગત્‌ને સ્પષ્ટ દેખાઇ આવે એવું છે. વિશેષ આશ્ચર્ય એજ કે, પૂર્વે ત્રીજાના ૨૫—૨૬ માં શ્લોક ઉપરના ભાષ્યમાં 'કોઇપણ તત્ત્વવેત્તાને લોકસંગ્રહાત્મક પરોપકારવિના અન્યત્ કાંઈપિણ કર્તવ્ય નથી,' એવા આચાર્યશ્રીના ઉદ્ગાર છે. પરંતુ તે મૂળ ગીતાવાકયાનુસારેજ નિકળેલા છે. પ્રસ્તુત સ્થળે તેવા ઉદ્ગાર નિકળશે એવી કલ્પના પણ કોઇને પણ થાતજ નહી. એટલુંજ નહી તો, 'પ્રસ્તુત કર્મ તું કર' આ વાકયનો એવો ખુલાસો કરવો એમ કોઈપણ વિવરણકારને સુઝત પણ નહી એમ અમને લાગે છે. અસ્તુ. લોકસંગ્રહ કરવામાં તત્ત્વવેત્તાને જ્ઞાનનોજ મુખ્ય ટેકો હોય છે. એવો તેમના તે તત્ત્વજ્ઞાનનો મહિમા છે એમ કહેવું પડે છે. એટલે તત્ત્વજ્ઞાનથી તેમને પોતાનું પ્રત્યક્ષ અસંગત્વ કર્તૃત્વભોકતૃત્વશૂન્યત્વ, પૂર્ણ પટેલું હોય છે, તેને લીધે કર્મારંભથી તે ડગતા નથી. ચાહે તેટલું અને ચાહે તે કર્મ થશે તોપણ તે તેમને જન્માંતરનું કારણ થતું નથી. જ્ઞાનાગ્નિથી તે દગ્ધબીજવત્ થઇ જાય છે. તેઓ જ્ઞાનૈકનિષ્ઠ તેથી મુકત છતાં પણ સર્વાંતર્યામી પરમાત્માને માટે એટલે જીવોના અંતરાત્માને સુખિત કિંવા સંતુષ્ટ કરવા સારૂ (અર્થાત્ પરોપકારાર્થે) લોકસંગ્રહાત્મક કર્મારંભમાં તેઓ પોતાને વ્યાપૃત કરી લેય છે. તેમને સર્વજ બ્રહ્મ! તો પછી કર્મ પણ બ્રહ્મ નથી એમ કેમ બને! એ તેમનો ગંભીર બોધ તેમને સ્વાધીન હોય છે. તેથી કર્મ કરતા

રહેવું એ તેમને બ્રહ્મને વિષે બ્રહ્માકાર નિર્વિકલ્પ નિઃસંદેહ સમાધિરૂપેજ માન્ય થયેલું હોય છે, એવો અભિપ્રાય ૪ ના ૧૮ થી ૨૪ એ ૭ શ્લોકોમાં આવેલો છે. એટલે કર્મયોગને પોષક પરંતુ જ્ઞાનયોગ વિષે પ્રવર્તક એવી એ જ્ઞાનયોગની સ્તુતિજ પર્યાયથી કરેલી છે. એની આગળ ૨૫ થી ૩૨ એ આઠ શ્લોકમાં અજ્ઞલોકો માટે ભિન્ન ભિન્ન યોગસંજ્ઞાથી કર્મ-યોગનું વર્ણન કરીને અંતે એ સર્વ કર્મયોગ 'ज्ञाने परिसमाप्यते (૪ નો ૩૩ મો.) એટલે જ્ઞાનનો ઉદય થતાં તેમાંજ સર્વથા સમાપ્ત થાય છે' એમ કહિને જ્ઞાનયોગની પ્રાપ્તિ કેમ થાય છે, તેનો ઉપયોગ શો, તેનું મહાત્મ્ય શું તેનું ફળ શું. ઇત્યાદિ વર્ણન ૩૩ થી ૪૦ ના વચમાંના સાત આઠ શ્લોકોથી કરીને અધ્યાય પૂરો કરતાં 'योगमातिष्ठोत्तिष्ठ भारत (૪ નો ૪૨ મો.) અર્જુન, ઉઠ, અને એ કર્મયોગ કર' એવો આદેશ ભગવાને ફરિથી એકવાર અહીં અંતે કર્યો. અને એ ચોથો અધ્યાય સમાપ્ત થયો. પરંતુ એ (અર્જુન) પાક્કો મંકોડીયા સ્વભાવનો! પોતાને એ નિરૂપણ બરોબર સમજાયુંજ નથી, એવા મિષથી પુનશ્ચ પાંચમા અધ્યાયના આરંભે તેણે તકરાર કરી કે 'ભગવન્, આ શું આપનું એવું બોલવું? હમણા પણ ફરીથી કર્મસંન્યાસ અને કર્મયોગ એવા બંને પ્રકાર આપ કહો છો, એમ કરશો મા. એ બે પૈકી નિશ્ચયપૂર્વક જે પ્રકાર અધિક પ્રશસ્ત, અધિક હિતકર હોય, તેજ એક નિશ્ચયપૂર્વક મને કહો.' અહિં અમોને એમ લાગે છે કે, ત્રીજા અધ્યાયને આરંભે અર્જુને જે પ્રશ્ન કરેલો છે, અને તેના ઉપર ભગવાને જે ઉત્તર આપેલો છે, તેનાથી આ તેની પ્રસ્તુત તકરાર મટવા જેવી છે. તોપણ તે ફરીથી તેજ તકરાર ઉભી કરે છે, તેથી દૃઢીકરણાર્થે ભગવાન પણ ઉત્તર આપે છે કે, 'સંન્યાસ અને કર્મયોગ આ બંને મોક્ષનાં સાધન છે.' એ અર્થ संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ (૫ નો ૨ જો.) એ વાક્યનો છે. વાક્ય સરળ છે, અર્થ પણ ખુલ્લો તથા સરળ છે. કર્મયોગ મોક્ષપ્રદ એટલે મોક્ષસાધન-ભૂત કેમ? તો ચિત્તશુદ્ધિ-જ્ઞાનપ્રાપ્તિદ્વારા તે તેવો છે. હવે સંન્યાસ

પણ મોક્ષપ્રદ કેમ ? તો કર્મોએ ચિત્તશુદ્ધિ કરીને જ્ઞાનાભ્યાસનો અધિકાર આપ્યા પછી કિંવા જ્ઞાન ઉત્પન્ન થયા પછી કર્મસમાપ્તિજ હોય છે, એટલે હવે અહિં સંન્યાસસ્થિતિજ ઉપસ્થિત હોવાની, અને તે મોક્ષને સાધનભૂત થવાની. એટલે મોક્ષરૂપ નિષ્ક્રિય આત્મસ્થિતિનો અનુભવ પ્રાપ્ત થવાને તે ઘડક થવાની. એવી રીતે સંન્યાસ પણ મોક્ષનો સાધનભૂત ઠરે છે. પરંતુ 'એ બેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ અધિક પ્રશસ્ત છે' એમ પણ ભગવાન્ કહે છે. આ વાતનો કિંચિત્ વિચાર કર્તવ્ય છે. એટલે વસ્તુતઃ કર્મયોગ એ સંન્યાસની પૂર્વે હોવાનો. કર્મયોગ પૂરો થયા પછી સંન્યાસ પ્રસંગ આવવોજ જોઇએ એવો પ્રકાર સરળ છે. અર્થાત્ મોક્ષને કર્મયોગ કરતા સંન્યાસ અંતરંગ ઠરે છે, અને કર્મયોગ સંન્યાસ કરતાં બહિરંગ ઠરે છે. અંતરંગ સાધનની પ્રશસ્તતા અધિક હોવાની. એ ન્યાયે સંન્યાસની પ્રશસ્તતા અધિક છે એમ કહેવું જોઇએ, તે તેમ ન કહેતાં બહિરંગ જે કર્મયોગ તેજ સંન્યાસ કરતાં અધિક યોગ્યતાનો, એમ અહિં કહેલું છે, એમાં શું ઇંગિત હોવું જોઇએ એવો વિચાર ઉભો થયો. ત્યાંહ ત્રીજા અધ્યાય માંહેલા ચોથા શ્લોકના અર્થનું સ્મરણ થયું, અને કોયડો છૂટી ગયો. એટલે તાત્પર્ય એજ કે, કર્મો બિલકૂલ કરીયે નહી ને નૈષ્કર્મ્યસ્થિતિ (સંન્યાસસ્થિતિ) પ્રાપ્ત થાય છે એમ નથી. અર્થાત્ કર્મો ન કરતાં અમસ્થા તે તજીને બેસવું એવો ચિત્તશુદ્ધિહીન, જ્ઞાનાધિકારહીન સંન્યાસ કરવાથી સંન્યાસસ્થિતિનું યથાર્થ ફળ મળે છે એમ નથી. એવી સ્થિતિમાં ઠાલો પોલંપોલ કર્મસંન્યાસ કરવા કરતાં શ્રી ગણેશાયનમઃરૂપ કર્મયોગ કરવામાં વળગવું એજ અધિક પ્રશસ્ત છે. એવા અભિપ્રાયથી પ્રસ્તુત (૫ નો ૨ જો.) એ વચન આવેલું હોવું જોઇએ, અને એ વાત એમજ નિશ્ચિત હોવી જોઇએ એ માટે આગળનાં વચનો પુરાવારૂપે તદ્દન પાસેજ ઉભાં છે. તે વચનો આ—'संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः। योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति (૫ નો ૬ ઠો.) योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये (૫ નો ૧૧ મો.) એ

અર્જુન, તું ભલે ચાહે તેટલો શૂર હો, બળવાન્ હો. તને મારૂં સ્પષ્ટ કહેવું એ છે કે, કર્માનુષ્ઠાન થયા વિના સંન્યાસ એ વસ્તુ પ્રાપ્ત થવી કઠણ છે, દુર્લભ છે. તો પછી તે ત્વરિત તથા સુલભ કિંવા સુખસાધ્ય શાથી થશે? એમ પુછીશ તો હું કહું છું કે, કર્મયોગ કરવાથીજ તે ત્વરિત તથા સુખસાધ્ય છે; અને તેથીજ કર્મયોગી આત્મશુદ્ધિ માટે કર્મયોગ કરે છે.' ભગવાનના આ સર્વ ઉદ્ગાર અજ્ઞાનિને ઉદ્દેશીને છે એ સર્વથા સ્પષ્ટ છે એમ કોઇપણ કબૂલ કરશે, તેથી સંન્યાસ એ વસ્તુ અપેક્ષિત નથી એવો ભગવાનનો ભાવાર્થ બિલકૂલ છેજ નહી. તે અવશ્ય જોઇએ છે. તે તો મોક્ષનો પ્રધાનાંગભૂત છે. એવો મેળ લક્ષમાં રાખીને પાંચમાના આરંભે संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ । तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते (૫ નો ૨ જો.) એ વાક્ય ભગવાને ઉચ્ચારેલું છે. અહિં કોઈ એમ કહે કે, 'પ્રસ્તુત વાક્ય, તત્ત્વવેત્તાએ જ્ઞાનોત્તર કર્મસંન્યાસ કરવા કરતાં કર્મયોગ કરવો અધિક પ્રશસ્ત છે, એવા અભિપ્રાયે ઉચ્ચારેલું છે એમ કેમ ન કહીયે? કારણ કે, પૂર્વે ત્રીજા અધ્યાયમાં (૨૫–૨૬–૨૯) ભગવાને એમ કહેલું છે કે, 'તત્ત્વવેત્તાએ લોકસંગ્રહાર્થે કર્મયોગ કરવો, અજ્ઞલોકોનો બુદ્ધિભેદ થાય એમ તેણે વર્તવું નહી. અર્થાત્ યથેષ્ટાચરણ કિંવા કર્મસંન્યાસ કરવા કરતાં તેણે કર્મયોગ કરવો અધિક પ્રશસ્ત છે, તેને પોતાને માટે તેનો ઉપયોગ નહી હશે તોપણ લોકોને ઉપયોગ થશે તેથી તે અધિક પ્રશસ્ત છે.' એમ જે ભગવાનનું કહેવું છે, તેજ ફરીથી અહિં પણ પ્રસ્તુત ૫ માના ૨ જા શ્લોકથી કહેલું છે એમ કેમ ન કહીયે? એનો સ્પષ્ટ ઉત્તર એજ છે કે, પ્રસ્તુત શ્લોકવચન અજ્ઞાનીમનુષ્યોને માટેજ ઉચ્ચારેલું છે એમ આગળના તદ્દન પાસેના ૫ ના ૬ ઠો, ૧૧ મો. એ વાક્યોથી અત્યંત સ્પષ્ટ થાય છે. વળી તત્ત્વવેત્તાનો વાસ્તવિકસંન્યાસ પ્રકાર કેવો હોય છે તે લક્ષમાં લેતાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ અધિક પ્રશસ્ત છે એમ બકવું એ ચોખ્ખું નફ્ટ ડાંડિયાપણુંજ ઠરે છે. અર્થાત્ તત્ત્વવેત્તાનો સંન્યાસ કેવા પ્રકારનો હોય છે? તે કેહેવા અમો ઇચ્છિએ

છીએ. પરંતુ સંન્યાસાશ્રમના પરમપુરસ્કર્તા જે આદ્યશ્રી શંકરાચાર્ય—શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ શ્રીમચ્છંકર ભગવાન્ પૂજ્યપાદાચાર્ય તેમના શબ્દોથી તે અમે કહીશું, તે શબ્દ 'गुणानां कर्म, नैव किंचित् करोमीति हिते संन्यस्यांति । 'सर्वकर्माणि मनसा संन्यस्य' इत्यादिभिर्हि तत्त्वविदः संन्यासप्रकार उक्तः' એટલે કર્મ એ પ્રકૃતિગુણોથી છે. હું જે આત્મા અવિક્રિયસ્વભાવ તે હું કાંઇપણ કરતો નથી, એ આત્મરૂપ તત્ત્વવેત્તાની સમજણ, એવી રીતે તે તત્ત્વવેત્તા સંન્યાસ કરે છે. એટલે અવિવેકથી આત્મવશાત્ તેમને પ્રથમ એમ ભાસેલું હોય છે કે 'હું કર્તા છું, કર્મ કરવું એ મારો સ્વભાવ છે,' એવી સમજણ હોય છે. તે પાછળથી વિચારજન્ય જ્ઞાનબળથી બદલાય છે. એટલે કર્મ એ ગુણમય પ્રકૃતિનું કાર્ય છે, 'તે તેનું તેનાજ વિષે હોવાનું, મારામાં તે નથી. હું અલિપ્ત, સાક્ષીભૂત, પ્રકાશક, નિષ્ક્રિય, નિર્વિકારસ્વભાવ. પોતામાં તે મેં માન્યું એ ભૂલ. હવે તે દુરસ્ત થઇ, અર્થાત્ ભ્રમથી થયેલો કર્મસ્વીકાર, યથાર્થજ્ઞાનના યોગથી ત્યક્ત થયો. તે હવે પ્રકૃતિનો પ્રકૃતિનાજ વિષે રહેનારો એમ નિર્ણિત થયું. અને એ સર્વ વાત પ્રત્યક્ષ ગીતા પણ તદ્દન સ્પષ્ટ કહે છે. सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी । नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् (૫ નો ૧૩ મો.), मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा (૩ નો ૩૦ મો.), चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः । बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव (૧૮ નો ૫૭ મો.), नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् (૫ નો ૮ મો.) इंद्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् (૫ નો ૯ મો.) तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः । गुणा गुणेषु वर्तन्त इति मत्त्वा न सज्जते (૩ નો ૨૮ મો.) उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते । गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते (૧૪ નો ૨૩ મો.) આ સર્વ વાક્યોનો ભાવાર્થ તદ્દન એકરૂપ છે. તે સર્વ લક્ષમાં લેતાં કર્મયોગનેરૂપે કર્મયોગ ચિરંજીવિતાએ સ્વગૃહે સહેજે રહેવાનો. અને સંન્યાસરૂપે સંન્યાસ પણ નિરંતર સ્વગૃહે રહેવાનો; એ તત્ત્વવેત્તાને ત્યાંહની હકિગત છે. સ્વાત્મામાં અંતરંગતઃ સંન્યાસ, અને દેહાદિરૂપસંઘાતમાં

બહિરંગતઃ કર્મયોગ, એવો દુરંગદેખાવ બરોબર જોશે તેને સર્વદા જોવામાં આવનારો છે. એવી સ્થિતિમાં 'જ્ઞાનોત્તર કર્મસંન્યાસ કરતાં કર્મયોગ અધિક પ્રશસ્ત છે' એમ બોલનારને કાંઇક શરમાવવુંજ જોઇએ. કારણ કે, તત્ત્વદૃષ્ટિએ કર્મસંન્યાસ અક્ષય્યસ્વરૂપ સ્વભાવ હોવાથી મોક્ષના ઘરમાં હક્કથી નિરંતરનો રહેનાર ઠરે છે, તેને ક્યાંથી તગડી મુકાશે? અને પ્રકૃતિ–ગુણસંઘાતરૂપ દેહાદિકોની દૃષ્ટિએ જોતાં દેહાદિકોમાં કર્મયોગ ક્યારે છુટો પડતો હતો કે તે હવે હોવો એ સારૂં છે એમ કહી, બાધા આખડી રાખીને તેને રહેતો કરી ગળે લટકાવવો જોઇએ? અસ્તુ. અમારા કહેવાનો અભિપ્રાય તદ્દન સુબોધ છે. તે દૃષ્ટિએ 'જ્ઞાનોત્તર તત્ત્વવેત્તાએ કર્મસંન્યાસ કરવા કરતાં કર્મયોગ કરવો સારૂં છે' એ અપ્રયોજક લલ્લોપત્તો જોઇતોજ નથી. એમ હોવાથી, 'કર્મસંન્યાસ કરતાં કર્મયોગ અધિક પ્રશસ્ત છે' એ (૫ નો ૨ જો.) અહીંનું બોલવું, અજ્ઞાની, ચિત્તશુદ્ધ્યાદિકો સારૂ કર્મયોગ કરવાનો છતાં તે ન કરતાં તજીને બેસી રહેશે, તેના કરતાં તેણે તે કર્મયોગ કરવો એ અધિક પ્રશસ્ત છે, એજ અભિપ્રાય છે, એમજ સમજવું એ સર્વથા સયુક્તિક ઠરે છે.

વસ્તુતઃ તત્ત્વવેત્તા કોને કહેવો? આ મુદ્દાનો વિચાર પણ બરોબર કરવો જોઇએ, તે પણ અમો આચાર્યશ્રીના શબ્દોથીજ કહિશું. કારણ કે એ વાત કહેવાને તેમના કરતાં બીજો કોઈ અધિકારી અમોને હવે મળે એવી અપેક્ષાજ નથી. બીજા અધ્યાયના એકવીસમા શ્લોકના ભાષ્યમાં આચાર્યશ્રી એમ કહે છે કે 'તત્ત્વવેત્તાને સર્વ કર્મનો નિષેધ, અર્થાત્ સર્વ કર્મત્યાગ એમ જે કહેવું છે તે માંહેલું રહસ્ય બરોબર સમજવું જોઈએ; તે રહસ્ય એ કે, વિદ્વાન્ (બ્રહ્માત્મૈકયવેત્તા) એટલે આત્મા; જે દેહાદિસંઘાત, તેને વિદ્વાન્ એમ કહેવાનું નથી. વિદ્વત્તા એ સ્થિતિ દેહાદિસંઘાતની નથી. તો એટલુંજ અંતે કહેવાનું કે, દેહાદિસંઘાત-વ્યતિરિક્ત જે અવિક્રિય આત્મા, તેને વિદ્વાન્ એમ કહેવાનું, અને તે પણ, આત્માનાત્મવિવેકજ્ઞાનથી ઉત્પન્ન થનારા બ્રહ્મસ્ફુરણાકાર બુદ્ધિવૃત્તિ-

રૂપ બ્રહ્મવિદ્યાની દૃષ્ટિએ કહેવાનું. સારાંશ, પરમાર્થતઃ અવિક્રિય એવો જે આત્મા, તેને વિદ્વાન્ એમ કહેવાનું. અને આ દૃષ્ટિએ એવા (આત્મરૂપ) વિદ્વાનને વિષે કાલત્રયે પણ કર્મનો સંભવજ નથી. ને તેથીજ આ સૂક્ષ્મદૃષ્ટિએ વિદ્વાનને સર્વકર્મસંન્યાસ સહેજજ હોય છે. અર્થાત્ શાસ્ત્રે વિધાનપૂર્વક નિર્દિષ્ટ કરેલાં સર્વ કર્મો કરવાને અજ્ઞાનીજ અધિકારી ઠરે છે. તે અર્થે કર્મસંબંધી વિધિનિષેધવાકયો તત્ત્વવેત્તાને લાગુ નથી. આ નિયમની દૃષ્ટિએ જોતાં कुर्याद्विद्वाँस्तथा० (૩ નો ૨૫ મો.), न बुद्धिभेदं जनयेत्० जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् (૩ નો ૨૬ મો.) तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् (૩ નો ૨૯ મો.) ઈત્યાદિ વાકયો, તત્ત્વવેત્તાને સ્વાર્થતઃ કિંવા મુખ્યાર્થતઃ લાગુ કરવાનાં નથી. આ માંહેલું ખરૂં રહસ્ય એ છે કે, तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च (૨ નો ૫૨ મો.) આ વાક્ય માંહેલા અભિપ્રાયથી જોતાં તત્ત્વવેત્તાને કાંઇપણ શ્રવણીય રહેલુંજ નથી. તો પછી તેને વિધિનિષેધ કોણ કહે? અર્થાત્ તેમ કહેવું વ્યર્થ ઠરવાનું. પરંતુ તેવા શાસ્ત્રવાક્યને વ્યર્થત્વ આવવું એ પણ સમંજસ નથી, તેથી તે માંહેલો ઉદ્દેશ અન્ય છે એમ નિશ્ચિત કરીને તેને યોગ્ય ચારિતાર્થ્ય આપવો એ શાસ્ત્રચિંતકોનું કર્તવ્ય હોય છે. મતલબ એજ કે પ્રસ્તુત વિધિનિષેધવાકયો અજ્ઞાનીને કર્મ કરવા વિષે ઉત્તેજક અને પ્રરોચક છે તેથીજ પ્રૌઢવાદનો આશ્રય કરિને ઉચ્ચારિત છે. એ સર્વ પ્રકાર મનમાં બરોબર દઢ થવા સારૂં અમો એક દૃષ્ટાંત કહિયે છિયે તે ધ્યાનમાં રાખવું.

ડાહ્યાની હઠ અને તેને બાપનો ઉપદેશ. ડાહ્યાને ઉધરસ થઈ, ત્યારે તેણે મોળી દાળ સાથેજ ભાત ખાવો, છાસ ખાવી નહી, એમ માબાપ તેને પટાવીને કહે છે. તેઓ તેને છાસ આપતા નથી, અને તે તો છાસને માટેજ અડિને બેઠેલો છે. તે ઘણું ઘણું પટાવતાં છતાં પણ મોળી દાળ સાથે ભાત ખાતો નથી. ત્યારે તેઓ કહે છે કે, 'આ જો, અમો પણ છાસ ખાતાં નથી. મોળી દાળ સાથેજ ભાત ખાઇયે છિયે.'

વળી બીજા માણસોને પણ તેઓ બજાવિને કહે છે કે, 'હું ખબડદાર કોઇ છાસ ખાશે તો! ઉધરસ થાય છે. તે પાડોશીનો રામો જો કેવો ડાહ્યો છે. તે પણ ઉધરસ થાય છે તેથી છાસ ખાતો નથી. સોમા, તું છાસ ખાતો નથીને? બાપૂ, મને ઠાંસો થાય છે, મેં છાસ ખાવાની મુકી દિધી છે. શાબાસ. તે હરિયો જો, બેટ્રો કેવો મૂરખ છે, ઉધરસ આવે છે ને છાસ મુકતો નથી, તેને લીધે હવે કેવો ખાટલામાં રિબાતો પડયો છે તે! ડાહ્યા, આ આપણી ભ્હેંસ પણ કેવી ડાહી છે તે જોતો ખરો, તેણે એમ જાણ્યું કે, છાસ ખાવાથી ઉધરસ થાય છે તેથી તેણે કાલે દુધજ આપ્યું નહી. તેથી ઘરમાં છાસજ નથી. હવે શું કરશું? મોળી દાળ સાથેજ હવે ભાત ખાવો પડશે;' એમ જ્યારે તેને એ કથા માબાપે કહી, ત્યારે ભાઈશ્રી સાતની હઠ ઉતરિ ગઈ અને મોળી દાળ સાથે ભાત ખાવા લાગ્યા. આ દૃષ્ટાંત માંહેલો મુદ્દો એટલોજ છે કે, ડાહ્યાને ઉધરસ થાય છે તેથી તેણે છાસ ભાત ખાવાનાં નથી, મોળી દાળ સાથેજ ભાત ખાવાનો છે. 'અમો છાસ ખાતા નથી, બીજા કોઇએ પણ ખાવી નહી, ભેંસે દુધ આપ્યું નથી,' આ સર્વ વાતો ચોખી અવાંતર છે. આ દૃષ્ટાંતાનુસારે જોતાં 'वर्त एव च कर्मणि (૩ નો ૨૨ મો.) હું પણ કર્મમાંજ છું' એ ભગવાનનું વાક્ય પણ 'અમો પણ મોળી દાળભાત ખાઇએ છિએ, છાસભાત ખાતા નથી.' એ વાક્યના જેવુંજ છે. એકંદર સારાંશ એ છે કે, કર્મસંબંધી વિધિનિષેધપર વાકયો તત્ત્વવેત્તાને મુખ્યાર્થત્વે લાગુ થવાને યોગ્ય નથી. કારણ કે, તત્ત્વજ્ઞાનોત્તરકાળમાં તત્ત્વવેત્તા ઉપદેશનો અધિકારીજ નથી. 'यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते (૭ નો ૨ જો.), यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् (૯ નો ૧ લો.) यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः (૧૪ નો ૧ લો.), एतद् बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत (૧૫ નો ૨૦ મો.) तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः। गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः (૫ નો ૧૭ મો.)' એ માંહેલો ભાવાર્થ એજ છે કે, યથાર્થ તત્ત્વજ્ઞાન થયા પછી જે કોઇને તત્ત્વવેત્તા કહેવાનો, તેને બીજું કાંઇપણ

જાણી લેવા જેવું હોતુંજ નથી. જે જાણવાથી તે સંસારમાંથી મુક્ત થાય છે; જે જાણવાથી તે કૃતકૃત્ય થાય છે, તે જન્મમરણના ચકરમાંથી છૂટે છે, તે આત્યંતિક મોક્ષસિદ્ધિને પામે છે. એવા તત્ત્વવેત્તાને, એવા સિદ્ધ-પુરૂષને પોતાની આગળ ઉભો રાખી શાસ્ત્ર તેને કાંઈપણ કહેવાને પ્રવૃત્ત કેમ થશે? જો પ્રવૃત્ત થશે તો શાસ્ત્રનેજ વ્યર્થત્વ આવશે. કારણ કે તત્ત્વવેત્તા સાશંકતાપૂર્વક પુછવાને કોઈની પણ આગળ આવતો નથી; કોઈ આવતો હોય તો તે તત્ત્વવેત્તાજ નથી, એમ જાણવું. તત્ત્વવેત્તા કોઇનો પણ ઉપદેશ સાંભળવા કાન દેતો નથી અને તેને કહેવાને પણ વસ્તુતઃ કોઈપણ પગલું ભરતો નથી. અર્થાત્ સર્વ ઉપદેશ અજ્ઞાની જીજ્ઞાસુનેજ હોય છે. એટલે જ્ઞાનોત્તરકાળમાં પોતે કેમ રહેવાનું, શું કરવાનું, એ વાત પોતાને આગાઉ જાણવામાં આવેલી હોવીજ જોઇએ એમ જીજ્ઞાસુને લાગતું હોય છે. અને તેને તે જણાવવિજ જોઇએ એમ શાસ્ત્રને પણ લાગતું હોય છે. અર્જુને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો પુછયાં, ગુણાતીતનાં લક્ષણો પુછયાં, યોગીનાં લક્ષણો પુછયાં, ભક્તનાં લક્ષણો પુછયાં, ભગવાને તે કહ્યાં. અર્થાત્ તેવાં લક્ષણોથી પોતે સંપન્ન થવાનું છે તેથી તેણે તે પુછયાં, અને ભગવાને પણ તેને તે અભ્યાસાર્થે સમજાવિને કહ્યાં. તે તેના જાણવામાં નથી, તે તેનામાં નથી, તેણે તે સંપાદિત કરવાં જોઇએ એટલા માટેજ તેને તદ્વિષયક ઉપદેશ થયો. એ પ્રકાર ઉચિત છે. આ ઉપરથી તત્ત્વજ્ઞાનોત્તરકાલે તત્ત્વવેત્તાને હાથે લોક-સંગ્રહનું કૃત્ય થતું રહે, એ વાત તેને તત્ત્વજ્ઞાનોત્તરકાળમાં સમજાવવાની હોતી નથી. તે તેને જીજ્ઞાસુઅવસ્થામાંજ અગાઉથી જણાયેલી હોય છે. તે અવસ્થામાંજ તે મુખ્યતઃ વિધિનિષેધાત્મક અપૂર્વવાકયોથી જણાવવામાં આવે છે. અન્યત્ર તેવાં વાકયો આવેલાં હોય તો તેઓ તે વખતે મુખ્યાર્થત્વે હોતા નથી, તેઓ ગૌણાર્થક હોવાથી અનુવાદાત્મક હોય છે. તેઓ પ્રરોચક કિંવા ઉત્તેજક, એટલે અર્થવાદરૂપ હોય છે. તેવાં વાકયો પ્રૌઢીએ નિકળે છે. આ ઉપરથી હવે એમ કહેવું જોઇએ કે,

તત્ત્વવેત્તાથી લોકસંગ્રહ થવો એ તેમનો સ્વભાવ છે. અર્થાત્ સ્વભાવ બનવો એ વાત દૃઢાભ્યાસ વિના થતી નથી. તેને લીધે એ સ્પષ્ટ ખુલ્લુંજ છે કે, એ અભ્યાસ તત્ત્વવેત્તાએ પોતાની જીજ્ઞાસુઅવસ્થામાં જાણવામાં આવ્યું ત્યારથી આરંભેલો હોય છે, તેને લીધે આગળ જતાં તત્ત્વવેતૃત્વની અવસ્થામાં તે સ્વભાવરૂપ ઠરવા યોગ્ય થાય છે. સ્વભાવસિદ્ધતા ઠર્યા પછી ત્યાંહ વિધિનિષેધોક્તિ વ્યર્થજ ઠરવાની. તાત્પર્ય એજ કે, 'એ સૂર્ય, તું પ્રકાશ કરતો રહેજે,' એવી તેને વિધિથી આજ્ઞા જોઇતી નથી. પ્રકાશરૂપ હોવું એ તેનો સ્વભાવ છે. તેનાથી પ્રકાશ થવાનોજ. 'પ્રકાશ કરતો રહેજે' એ હુકુમ તેને લાગુ થતો નથી. તદ્વત્ 'લોકસંગ્રહ કરતો રહેજે' એમ તત્ત્વવેત્તાને કહેવું જોઇતુંજ નથી. કારણ કે તત્ત્વવેત્તા છે તો તેનાથી પરોપકાર, લોકસંગ્રહ થવાનોજ. કારણ કે, તે તત્ત્વવેત્તાજ છે. सर्वभूतहिते रताः (૫ નો ૨૫ મો. તથા ૧૨ નો ૪ થો.) એમ જે વર્ણન છે, તે એ તત્ત્વવેત્તાના સ્વભાવભૂત વસ્તુસ્થિતિનું છે. આ ઉપરથી वर्त एव च कर्मणि (૩ નો ૨ જો.) એ ભગવાને પોતાના સંબંધે ઉચ્ચારેલું વાક્ય તેમના સ્વાભાવિક વસ્તુસ્થિતિનું દ્યોતક છે. તે પોતાને આજ્ઞાર્થક જેમ નથી, તેમજ कुर्याद्विद्वाँस्तथा॰ जोषयेत्सर्वकर्माणि (૩ નો ૨૫–૨૬ મો.) ઇત્યાદિ વાક્યો પણ તત્ત્વવેત્તાને આજ્ઞાર્થક નથી. તે તેના સ્વાભાવિક વસ્તુસ્થિતિના દ્યોતક છે, કિંવા અનુવાદક છે. અથવા અજ્ઞાનીને સ્વસાધનોન્મુખતા વિષે પ્રરોચક કિંવા ઉત્તેજક તેથી અર્થવાદ છે. જો એમ ન માનીયે કિંવા એવી રીતે તે વાક્યોની સાર્થકતા ન ઠરાવિયે, અને મુખ્યાર્થત્વેજ તત્ત્વવેત્તાને અપૂર્વ ઉપદેશ માનિયે તો શાસ્ત્ર અપ્રયોજક થઇ પડશે. શાસ્ત્રને વ્યર્થત્વ આવશે. ઉપદેશનો અધિકારી મળ્યા વિના શાસ્ત્ર ઉપદેશ કરવા લાગે તો તે તેનું અરણ્ય રૂદિતજ ઠરશે. એવો શાસ્ત્ર ઉપર દોષ આવશે. તે વારવા સારૂ શાસ્ત્રનું મનન કરનારા વ્યવસ્થા લગાડીને શાસ્ત્રવાક્યાર્થ સુવ્યવસ્થિત કરે છે. ગીતાશાસ્ત્ર માટે શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ શ્રીમચ્છંકર ભગવત્પૂજ્યપાદાચાર્યે તે

કામ ત્રેવીસસો બોહોત્તેર વર્ષ પેહેલાં પર્વતવત્ અકંપ્ય, અખંડ કરેલુંજ છે. હવે, બીજો કહેવાનો મુદ્દો એ છે કે; પ્રત્યેક તત્ત્વવેત્તા સ્વભાવથીજ લોકસંગ્રહ કરનારોજ હોય છે. તત્ત્વવેત્તાએ પોતાનું મોક્ષસંજ્ઞિત જે પરમધ્યેય, તે સિદ્ધ કરી લીધું. તે સિદ્ધપદે પોંચવા તેણે પોતાની અજ્ઞાનાવસ્થામાંજ પ્રથમ કર્મયોગનો આરંભ કરેલો હોવોજ જોઇએ; ત્યાર પછી યોગાભ્યાસ, ઉપાસના, આત્માનાત્મવિવેક, શ્રવણમનનાદિક જ્ઞાનાભ્યાસ, ઈત્યાદિ ક્રમથી અંતિમધ્યેય પ્રાપ્તિ પર્યંત્ તે આવીને પોહોંચ્યો. હવે જે લોકોના સંગ્રહાર્થે એણે કાંઈ કરવાનું હોય છે, તેમને પણ અંતિમધ્યેય મોક્ષજ હોવો જોઇએ. અર્થાત્ કર્મયોગના મૂળ આરંભથી તે બ્રહ્મસાક્ષાત્કાર થતાં સુધીનાં જે સાધનો પૈકી જે લોકોને જોઈતું હોય, જ્યાંહ તેમને ભૂલ પડતી હોય, અટકી પડતું હોય તે તે તેમને બુદ્ધિથી અને ક્રિયાથી આકલિત કરાવવા માટે જ્ઞાતાએ સહજ પ્રવૃત્ત રહેવું. વાસ્તવિકરીતે જેનું તેનેજ સર્વ કરવાનું હોય છે, અને થવાનું હોય છે એટલે બનવાનું હોય છે. વળી સર્વ તત્ત્વવેત્તાઓને સર્વકાલ લોકસંગ્રહનું કૃત્ય તદ્દન એકરૂપજ કરવાનું હોય છે એમ પણ નથી. યથાપ્રસંગ તે હોવાનું. પરીક્ષિત રાજાએ જાણ્યું કે, પોતાને સાતમે દિવસે મરણ આવશે, ત્યારે તે વિરક્ત થયો. કોનું રાજ્ય અને કોનું કાંઇ? એવી સ્થિતિમાં તે રાજ્ય છોડીને મરણભયથી મુક્ત થવાનો માર્ગ પકડે નહી એમ ક્યાંથી બને? તે ક્ષત્રિય ખરો, પણ તેણે રાજ્યની પર્વા ન કરતા શ્રી ગંગાતીર પકડ્યું. ત્યાં ભગવાન્ તેને એમ કહેશે કે? અરે, સાતમે દિવસે જો મરણ આવવાનું છે, તો પછી ત્યાંહ સુધી તું કાંઇ મરવાનો નથી એ ખરૂં છે; તેથી ત્યાંહ સુધી પોતાનું ક્ષત્રિય ધર્મોચિત રાજ્યરક્ષણનું કૃત્ય તારે કરવુંજ જોઇએ! કે રાજ્યાદિકોની ચિંતા છોડીને પોતાના જન્મનું સાર્થક્ય કરવા સારૂ મોક્ષપ્રાપ્તિનો મુખ્ય માર્ગ પકડવો એમ જે તેને લાગે છે તેજ ઠીક છે, એમ પણ ભગવાન્ કહેશે કે? તે ચાહે તે હો; એણે તો રાજ્યને તણખલાની સમાન માનિને છોડી દીધું

અને શ્રીગંગાતીરે પ્રાયોપવેશનવ્રત કરતો રહ્યો, એ તેણે યોગ્ય કર્યું એમજ કહેશે? હવે તેનો ઉદ્ધાર શ્રીશુકાચાર્યે આવીને કરવો, તેને મરણ-ભયથી નિશ્ચિતમુક્ત કરવો એ તે શ્રી શુકાચાર્યે મહત્ લોકસંગ્રહજ કર્યો છે એમ કોણ નહી કહે! તત્ત્વવેત્તાએ લોકસંગ્રહ કરવો, એવો જો કેશાસ્ત્રનો ઘોષ તથા ઉદ્દેશ હશે તોપણ તારતમ્યતાથીજ તેની અમ્મલ બજાવણી કરવાનું કામ તત્ત્વવેત્તાના હાથમાંજ છે. ત્યાંહ તેને પ્રસંગાનુરૂપ તાર-તમ્યદૃષ્ટિ રાખ્યા વિના છૂટકો નથી. પ્રાચીન બર્હિ રાજાએ યજ્ઞ આરંભ્યા, હજારો પશુ માર્યાં, સર્વ પૃથ્વી ઉપર દર્ભજ દર્ભ પાથર્યાં, એવો એ પ્રકાર જોઇ નારદે તે કર્માસક્ત રાજાનો બુદ્ધિભેદ કર્યો. એટલે એવા કર્મયોગના અતિરેકથી તેની મતિ ચળિત કરી. નારદે તેના તે કર્મ-યોગની બડેજાવની મહત્તાને મુળમાંથી ઝાટકી કાઢી. તે કેવું દેખાય છે? અમોને તો તે યોગ્યજ દેખાય છે. સામાન્યત: 'अति सर्वत्र वर्जयेत्' એ માન્ય કરવુંજ જોઇએ. બૌદ્ધોના વંટોળીયામાં વૈદિક-કર્મયોગ આથ-મવા લાગ્યો, ત્યારે શ્રી કુમારિલ ભટ્ટાચાર્યાદિકોએ તેને પુનરૂજ્જવલિત કર્યો. પરંતુ તેજ પછીથી એટલો પ્રબળ થઇ પડયો કે, તેના આડં-બરમાં બિચારો શાંત વેદોક્ત નિવૃત્તિમાર્ગ (સંન્યાસ, બ્રહ્મજ્ઞાન ઇત્યાદિ) લુપ્તપ્રાય થઈ ગયા. ત્યારે શ્રી શંકરાચાર્યે તેને પ્રકાશમાં આણિને સર્વ યથાયુક્તપણે વ્યવસ્થિત કરીને લોકોદ્ધાર કર્યો. આ સર્વ વાતો લોક-સંગ્રહનીજ છે, અને તેઓ યથાપ્રસંગ તારતમ્ય લક્ષમાં રાખીને થયા કરે એટલુંજ ઇષ્ટ હોય છે. પરંતુ ખરૂં એવું જુનું નાણું જઇને ખોટું પણ ચળકનારૂં તેથી તે તેને બદલે આવે એ તો ઇષ્ટજ નથી, એમજ વિવેકી સાત્વિકોને લાગવાનું. અસ્તુ. ગીતાને જે નિત્ય જોઇએ છિએ, તેજ શ્રી શંકરાચાર્યાદિકોને પણ સર્વકાળ જોઇએ છે. તેમને યથાયુક્ત-પણે સર્વજ જોઇએ છે, અને તે સર્વજ પોતાની અપેક્ષા પ્રમાણે પ્રસ્તુત ભગવદ્ગીતામાં રહેલું છે, તેને લીધે તેના ઉપર ભાષ્ય કરીને તેમણે તેને પ્રસ્થાનત્રયીમાં સમાવિષ્ટ કરી લીધી. હવે તેમની અપેક્ષા એટલીજ

હોવી જોઇએ કે આ गीताशास्त्र समस्तवेदार्थसारसंग्रहभूत છે, એમ લક્ષમાં રાખીને તેમણે કહેલી પદ્ધતી પ્રમાણેજ લોકોએ વર્તવું એટલે થયું. મુદ્દો એજ કે, સર્વ તત્ત્વવેત્તાઓ લોકસંગ્રહનું કૃત્યસ્વભાવથીજ કરતા હોય છે. તેમાં એટલે તે કૃત્યમાં તારતમ્ય કિંવા વૈચિત્ર્ય હશે તોપણ, તેમજ તેમના વેષમાં, વર્તનપદ્ધતીમાં તથા સ્વભાવમાં ચાહે તેટલું વૈચિત્ર્ય હશે તોપણ તેઓમાં એ ઉત્તમ તત્ત્વવિત્, તે મધ્યમતત્ત્વવિત્ અને આ તો કનિષ્ઠ તત્ત્વવિત્, એવા ભેદ પાડી શકાય નહી. ગીતાએ જો કોઈ વ્યકિતને વિશિષ્ટ એમ કહ્યું હોય તો તે सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु । साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः । ज्ञानी त्वात्मैव मे मतम् છે. પ્રસ્તુત વાક્યમાં વર્ણવેલી વ્યકિતનેજ વિશેષ પ્રશસ્તતાવાળી છે એમ આપણે માનવું જોઇએ. સાધારણ લોકોને એવી વ્યકિતનો બોધ થવો શક્ય નથી, ત્યાંહ નિરૂપાય છે. પરંતુ શાસ્ત્રને તો તે પરિપૂર્ણ છે. શાસ્ત્ર તેમના લોકસંગ્રહ ઉપરથી કિંવા બાહ્યવર્તનપદ્ધતી ઉપરથી ઉત્તમ મધ્યમ–કનિષ્ટ એવો તેમનો દરજ્જો લેખતું નથી. સાધકાવસ્થાની દૃષ્ટિએ એ ઉચિત્તાભેદ શોભે છે. સારાંશ એજ કે, વ્યાસજનકાદિક, શુક યાજ્ઞવલ્કયાદિક એ સર્વ સરખાંજ છે. એટલે તેમાં કોઇ લોકસંગ્રહકર્તા હતા, અને કોઇ લોકસંગ્રહકર્તા ન્હોતા; તેથી કોઇ ઉત્તમ, કોઇ મધ્યમ અને કોઇ કનિષ્ટ એવો પ્રકાર સર્વથા નથી. તે સર્વેજ લોકસંગ્રાહક, સર્વેજ સર્વભૂતહિતેરત એમજ ઠરે છે. કોઇનો લોકસંગ્રહ ઘણોજ મોટો, અત્યંત મશહૂર તેથી તે ઉત્તમ, અને કોઇનો લોકસંગ્રહ, અત્યંતઅલ્પ, સ્વસંવેદ્ય, આ કાનથી પેલા કાનને પણ ન પોંહોંચેલો એવો, તેથી તે તત્ત્વવેત્તા મધ્યમ કિંવા અધમ એમ કહિ શકાય નહી. મશાલનું અજવાળું પુષ્કળ, ફુલવાટનું અજવાળું તદ્દન થોડું, રાજમાર્ગના ચોકા ઉપરનો દિવો સર્વ સાધારણ લોક પ્રત્યક્ષ, તેથી તેજ માત્ર દિવો, અને ઘરના એક ખુણા માંહેલા અંધારામાં બળનારો માટીના કોડિયા માંહેલો દિવો એ કાંઇ દિવો નહી, એમ કહી શકાયજ નહી. તાત્પર્ય એજ કે,

પ્રકાશ આપવાનું કૃત્ય બંનેથી સરખીજ કોટીનું થાય છે. તેમ પ્રત્યેક તત્ત્વવેત્તાનું લોકસંગ્રહાત્મકકૃત્ય પ્રસંગાનુરૂપ હોવાથી સરખીજ કોટીનું હોય છે. ભલે, જગતને એમ લાગે કે, 'સાધૂએ, તત્ત્વવેત્તાએ અમારૂં કલ્યાણ કરવું, એટલે સાંસારિક ભાગ્યોદય તેમનાથી મળતો રહે એટલે તે ખરા તત્ત્વવેત્તા સાધૂ,' પરંતુ શાસ્ત્રને તો એમ લાગે છે કે, પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ એવો દ્વિવિધ લોકસંગ્રહ યથાપ્રસંગ થતો રહે; કારણ કે પ્રત્યેક મનુષ્યે અંતિમધ્યેયરૂપ મોક્ષને પામવાનું છે. આ દૃષ્ટિએ જનમાં રહેનારા ભોગી જેવા ભાસનારા વ્યાસ જનકાદિક અધિક યોગ્યતાના; અને ત્યાગીજેવા ભાસનારા શુકયાજ્ઞવલ્કયાદિક ઓછી યોગ્યતાના, એવો તેમના બાહ્યવર્તનપદ્ધતી ઉપરથી એટલે આયુષ્યક્રમણના વૈચિત્ર્ય ઉપરથી તેઓમાં ઉત્તમાધમભાવ ઠરાવવો એ પ્રમાદજ છે. ક્ષણ માત્ર, યોગવાસિષ્ઠ–મુમુક્ષુ–પ્રકરણ, સર્ગ ૧ ના ૩૯ તથા ૪૦, અહિં જનકરાજા શુકને શું કહે છે તે આપણે સાંભળીયે, એટલે જણાશે કે, રહેણીના ભેદને લીધે તત્ત્વવેત્તાઓમાં ભેદ ઠરાવવો એ ઉચિત નથી. 'न तथा पूर्णता जाता सर्वज्ञानमहानिधः । तिष्ठतस्तपसि स्फारे पितुस्तव यथा तव । भोगेच्छतानवेनेह मत्तोऽप्यत्यधिको भवान्' ભાવાર્થ એ કે, ઓ શુકાચાર્ય, તારા વિષે જેવી પૂર્ણતા છે, તેવી પૂર્ણતા, દીર્ઘતપ કરનારા અને સર્વ જ્ઞાનના મહાસમુદ્ર એવા તારા પિતાને (વ્યાસને) પણ નથી; અરે, તારી ભોગેચ્છા ક્ષીણ થવાથી તું મારા કરતાં પણ અધિક યોગ્યતાવાળો છે. એટલે લોકોને જનક રાજા અધિક લાગે છે તોપણ તેને પોતાને શુકાચાર્યજ પોતાના કરતાં અધિક લાગે છે, બંને પણ લોકકલ્યાણ કરે છે, પરંતુ પોતે નિવૃત્તભોગ રહિને લોકકલ્યાણ કરનારા, તત્ત્વવેત્તા તો શુકાદિકજ છે. પંડિતમન્યોએ કરેલી કિંમત ઉપરથી તે શુકાદિકોની કિંમત કરવી એ ભૂલ ભરેલું છે. બૃહદારણ્યકમાં જ્ઞાનોત્તર ક્ષણે પ્રત્યક્ષ જનકરાજા ગુરૂયાજ્ઞવલ્કયને શું કહે છે તે જુઓ—'याज्ञवल्क्य यो नो भगवन् अभयं वेदयसे नमस्तेऽस्तु, इमे विदेहा अयमहमस्मि ४।२।४। सोऽहं भगवते विदेहान् ददामि मां चापि सह

दास्यामीति ४।४।२३' એટલે જ્ઞાનસંપન્ન થઈ કૃતકૃત્ય થયેલો જનક રાજા શ્રીગુરૂરૂપ યાજ્ઞવલ્કયને એવી પ્રાર્થના કરે છે કે 'ભગવન્, આપે મને આપની જે વિદ્યાથી સાક્ષાત્ આત્મદાન આપ્યું તેને માટે આપને હું શું આપું? આપવા જેવું તો કાંઇપણ છેજ નહી; તે અર્થે આપને નમસ્કાર છે; મારો આ સર્વ વિદેહપ્રાંત અને આ હું પોતે, એ સર્વ આપનું છે. હું પોતાના સહ આ સર્વ આપની સેવા માટે નિવેદિત કરૂં છું.' અસ્તુ. મુદ્દો એજ કે, જે જનક રાજાના આ એવા ઉદ્ગાર પોતાના યાજ્ઞવલ્કયસંજ્ઞિત ગુરૂ વિષે છે, તેને જો આપણે એમ કહિશું કે, 'ઓ જનક, તારા ગુરૂની રહેણી કાંઇ સારી નથી; કારણ કે તે ત્યાગી છે, પરંતુ ઓ જનક, તારી રહેણી તો ઘણીજ સારી છે; કારણ કે તું જનમાં રહે છે.' તો તે જનક આપણને શું કહેશે? શું કરશે? એ માટે આપણે યોગ્ય કલ્પના કરવી જોઇએ. કાંઇ નહી તોપણ અંતે તે આપણને એટલું તો બજાવિને કહેશેજ કે, 'एष नित्यो महिमा ब्राह्मणस्य, न वर्धते कर्मणा नो कनीयान् ४।४।२३। स न साधुना कर्मणा भूयान् नो एव असाधुना कनीयान्। एष सर्वेश्वर: ४।४।२२' એટલે બ્રહ્માત્મજ્ઞાનસંપન્ન એવા આત્મભૂત બ્રહ્માત્મવેત્તાને જે મહિમા પ્રાપ્ત હોય છે, તે તેનો નિત્ય એટલે અવિનાશી હોય છે, જ્ઞાનોત્તરનો કર્મયોગ તેણે આચરવાથી તે તેનો મહિમા અધિક વધતો નથી, કિંવા ન આચરવાથી તે મહિમા ઓછો પણ થતો નથી. સત્કર્મથી તે અધિક ઉત્કૃષ્ટ થતો નથી, અથવા અસત્કર્મ થવાથી તે નિકૃષ્ટ પણ થતો નથી. તાત્પર્ય એજ કે, સર્વ તત્ત્વવેત્તા વિરાગી, ભોગત્યાગી એવો એકજ શુકાદિક સાધુ તો લોકસંગ્રહનું કૃત્ય એટલું બધુ અધિક મહત્ત્વનુ કરે છે કે, તેટલું સહસ્ર જનકથી પણ થવાનું નથી. વળી લોકમાં ભળીને રહેનારા તત્ત્વવેત્તાના ખરા સન્માર્ગ માટે લોકોને એટલી ભાવના પણ ઉત્પન્ન થવા જેવી હોતી નથી, કારણ કે, તે તેમને પોતાની કોટી માંહેલોજ લાગવાનો અધિક સંભવ છે. તેને લીધે ત્યાગી, વીતરાગી એવા પુરૂષોજ ખરા તારકરૂપે મનાય છે. અને તેને લીધેજ જગત્ એવાનાજ

ભજને વિશેષ હોય છે, એ પ્રત્યક્ષ દેખાય છે. કાંઇપણ ભલે હો, સર્વથા ત્યાગી હોનારા શુક, ભરત, યાજ્ઞવલ્કયાદિક મહાસાધુ તત્ત્વવેત્તાઓજ અધિક લોકસંગ્રહકર્તા ઠરે છે તેટલા જનક જેવા પણ ઠરશે નહી. સારાંશ એજ કે, જ્ઞાનની કિંવા મુક્તત્ત્વની બાબદમાં જે પ્રમાણે તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ–અધમભેદ ધારવો યોગ્ય થશે નહી, કારણ કે સર્વનું જ્ઞાન એકજ, મોક્ષ પણ એકજ, તે પ્રમાણે તેમના લોકસંગ્રહકર્તૃત્વ સંબંધે પણ ઉત્તમ–અધમ ભેદ ઠોકી બેસાડવો એ યોગ્ય નથી. અસ્તુ.

પાંચમાને આરંભે અર્જુનનો જે પ્રશ્ન હતો તેને ભગવાને ઉત્તર આપ્યો છે કે, પ્રથમ કર્મયોગ અનુષ્ઠિત કર્યા વિના સંન્યાસ એ સ્થિતિ પ્રાપ્ત થવી કઠણ છે. કર્મયોગસંપન્ન થયેલા મુનિને તે સ્થિતિ ત્વરિત પ્રાપ્ત થાય છે. તેથી આત્મશુદ્ધિ સારૂ કર્મયોગજ મુમુક્ષુસાધક પ્રથમ કરે છે. બાહ્યદૃષ્ટિએ જોતાં તત્ત્વવેત્તા કર્મયોગ કરેજ છે. પરંતુ એ તેમનો પ્રકૃતિસિદ્ધ સહજ સ્વભાવ છે, તેમનો તે સર્વ કારભાર પરભારે ઈંદ્રિયો અને વિષય એમના પરસ્પર માંહેલા સંબંધવશાત્ ચાલે છે. અહિં પણ એ અર્જુન પૂર્વવત્ પાપપુણ્યકથા કાઢે, તો તે માટે પૂર્વે નિરૂપણ થયેલુંજ છે. તે માંહેલો ઈંગિતાર્થ એજ કે, એ પાપપુણ્યકથા કાંઇ દુર્બોધ નથી. કારણ કે તે પુણ્યપાપો અજ્ઞાનમૂલકજ છે. તેથી આત્મતત્ત્વજ્ઞાનને શરણે રહેવું, એવા ધોરણે ભાષણ ચલાવ્યું; અને તે પ્રસંગ ૫ માના ૧૩ થી ૨૬ સુધીના આસરે પંદર શ્લોકોથી વર્ણવ્યો તેમને પણ જણાયુંજ હશે કે, ‘એનું મુખ્ય ખરૂં કલ્યાણ કિંવા રક્ષણ આત્મજ્ઞાનમાં છે, તેથી તે વિષેનુંજ વિશેષ નિરૂપણ થવું જોઇએ. વ્યવહારતઃ કર્મ કોઇને પણ છૂટેલું નથી, તે એ કરશેજ. તે માટે વિશેષ ચિંતા જોઇતી નથી. ચિંતા છે તે મુખ્ય, એનો શોક જવો જોઇએ, અને તે માટે એને આત્મસાક્ષાત્કાર પર્યંત નિરૂપણની સવેગ ગતિથી પોહોંચતો કરવો જોઇએ,’ એમ મનમાં ધારીને ભગવાને ૫ માના ૨૭–૨૮ અને ૨૯ એ છેલ્લા ત્રણ શ્લોકોથી સમાધિયોગાભ્યાસ વિષે સૂત્રપ્રાય

ઉપોદ્ઘાત કરિને પાંચમો અધ્યાય પૂરો કર્યો. મુદ્દો એજ કે, આત્મવિષયક સમાધિથી તત્ત્વસાક્ષાત્કાર થતાં એ સાધકસિદ્ધ થઇને શાંતિબ્રહ્મને પામે છે.

છઠ્ઠા અધ્યાયમાં સમાધિ–અભ્યાસનું નિરૂપણ અવશ્ય સવિસ્તર કર્તવ્ય છે. તથાપિ ભગવાને એકવાર પોતે થઇને ફરીથી અર્જુનને પૂર્વોક્તપ્રકારના કર્મયોગ વિષે લેશ માત્ર પણ સંશય ન રહેવા સારૂ કર્મયોગ, તેની મહતી અને અવધિ એ સંબંધે પ્રથમ ત્રણ શ્લોકથી ફરીથી ત્રીજીવાર ઇષારો કીધો; અને ત્યાર પછી તેમણે સમાધિઅભ્યાસના ક્રમના નિરૂપણનો પ્રશંસાપૂર્વક આરંભ કર્યો. પ્રસ્તુત સમાધિનિરૂપણનો ઉપયોગ ઉપદેશ સમાપ્તિ થયા પછી જે કર્મયોગ અર્જુનને કરવાનો છે, તેમાં સર્વથા છે એમ નથી. એ કોઇના પણ લક્ષમાં આવે એટલું સ્પષ્ટ છે. અર્થાત્ આ સમાધિનિરૂપણ આત્મસાક્ષાત્કારનાજ ઉપયોગાર્થે છે. પ્રસ્તુત સમાધિઅભ્યાસ પણ ૬ ઠ્ઠાના ૧૩ મા શ્લોકાન્વયે જોતાં આત્મશુદ્ધિ માટેજ છે, તેમાં પણ પેહેલાં ત્રણ શ્લોકથી કર્મયોગ માટે કીધેલો ઇષારો પણ ટુટપ્પી છે. એટલે વર્ણાશ્રમકર્મયોગ પોતે આત્મશુદ્ધિ માટે જેમ અપેક્ષિત છે તેથી વારંવાર નિરૂપવામાં આવ્યો, તેમ તે કર્મયોગ કિંવા ક્રિયાયોગ પ્રસ્તુત સમાધિયોગને પ્રથમતઃ અંગત્વે અપેક્ષિત હોય છે, તેને લીધે પણ તેને માટે ઇષારો કરવો વિશેષતઃ અવશ્યક થઈ પડયું. પ્રસ્તુત કર્મયોગ કિંવા ક્રિયાયોગ સમાધિયોગને અંગભૂતત્વે અપેક્ષિત છે એ વિષે પાતંજલશાસ્ત્રજ જાતે પ્રમાણે છે. તે કેમ ? તે જુઓ. 'तपः स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः २।१, समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च २।२' એટલે યોગશાસ્ત્રને મતે તપશ્ચર્યા, વેદશાસ્ત્રમંત્રાદિ વ્યાસંગ, ઇશ્વરપ્રણિધાન (ઉપાસના) એ સર્વ ક્રિયાયોગ છે. એટલે પ્રકૃત કર્મયોગજ છે. અને તે સમાધિયોગનુ સાધન છે. ચિત્તશુદ્ધિદ્વારા અવિદ્યાદિકક્લેશ નાશ કરનારા જ્ઞાનનું પણ સાધન તે છે. મતલબ એજ કે, ગીતોક્તકર્મયોગ, એ ચિત્તશુદ્ધિ, સમાધિસિદ્ધિ, જ્ઞાન-

સિદ્ધિ એમને સાધનભૂત છે, તેથી તે વિષે દુર્લક્ષ કરવું ઘટે નહી. તેને લીધે તે માટે મુદ્દામ પ્રથમ ઇષારો કર્યો; અને ત્યાર પછી સમાધિક્રમના નિરૂપણનો ભગવાને આરંભ કર્યો. આ ઉપરથી आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते (૬ નો ૩ જો.) यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते । सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते (૬ નો ૪ થો.) આ શ્લોકોનો અર્થ તદ્દન સરળ અન્વયથી જેવો દેખાય છે, તેવોજ તે સ્વારસિક તથા સ્વાદુતર પણ છે. તાત્પર્ય એજ કે, તે ઉપપત્તિયુક્ત અને અનુભવતઃ સત્ય છે. ઠાલો અંડબંડ અન્વય કરીને વિપર્યાસ કરવામાં લેશ માત્ર પણ કૃત્રિમ અલંકારિકશોભા ખુલતી નથી, એ દૃઢ નિશ્ચિત થાય છે. તાત્પર્ય એજ કે, યોગ એટલે સમાધિ (નિદાન ધ્યાનૈકનિષ્ઠત્વ) પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરનારાએ પ્રથમ ઉક્તકર્મયોગરૂપ સાધનનો અવલંબ કરવો જોઇએ, અને સમાધિ સાધ્ય થવાનો અદ્દમાસ જણાતાં ઉક્તકર્મયોગને અટકાવવોજ જોઇએ, તોજ સમાધિસિદ્ધિ થશે. અર્થાત ઇંદ્રિયો, તેમના (શબ્દાદિક) વિષય અને તેમનું સંપાદન કરાવનારો કર્મયોગ જ્યારે ઉપશાંત થાય છે, ઉપરમ પામે છે, ત્યારેજ યોગારૂઢત્વ સમાધિનિષ્ઠત્વ પ્રાપ્ત થયાનો અનુભવ મળશે એ ધ્યાનમાં રાખવું. અહિં કર્મયોગ અટકવોજ જોઇએ, કારણ કે यत्रोपरमते चित्तम् (૬ નો ૨૦ મો.) એટલે ચિત્તજ ઉપરમ પામે છે, અને સમાધિ લાગીને યોગી આત્મદર્શન પામે છે અને સુખી થાય છે. તાત્પર્ય એજ કે યોગારૂઢત્વને માટે કર્મયોગ અટકવોજ જોઇએ. એવો એ પોતે પોતાનો ઉદ્ધાર થવાનો ઉપાય કરવો જોઇએ. આ સમાધિયોગથી સંપન્ન થયેલા સાધકને પરમાત્માજ દેખાય છે. ભલે તેનું બાહ્યવર્તન ચાહે તેવું હોય તોપણ તે પરમેશ્વરસ્વરૂપેજ સમરસતાએ ભળી ગયેલો હોય છે; તેજ યોગી એમ સર્વત્ર વિવક્ષિત છે. આ અભિપ્રાયે ભગવાને આ છઠ્ઠા અધ્યાયની સમાપ્તિની લગભગ એવો ઉપદેશ કર્યો કે 'कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन (૬ નો ૪૪ મો.) કેવળ વર્ણાશ્રમ સંબંધિ કર્મયોગ કરનારા કર્મ-

યોગી સાધક કરતાં આત્મસમાધિયોગસંપન્ન થનારો યોગી અધિક શ્રેષ્ઠ છે, તસ્માત્ તું તેવો થા એ મારી તને અવશ્ય તાકિદ છે. તથાપિ તેમાં પણ વિશેષ અંશ કહેવાનો છે તે તો સારી પેઠે લક્ષમાં રાખવો. તે એ કે, શ્રદ્ધાથી ઇશ્વરભક્તિસહ સમાધિયોગાભ્યાસ કરવો.' આ આજ્ઞા શિરસા માન્ય કરીને તેવી રીતે વર્તનારો સાધકજ પરમયોગયુક્ત છે એમ પ્રસ્તુત ગીતાને માન્ય છે. તાત્પર્ય એજ કે, એવા ભક્તિયુક્ત યોગીને પૂર્ણ બ્રહ્મજ્ઞાન થાય છે. આ અભિપ્રાયથી પ્રસ્તુત છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ કરીને આગળ સાતમા અધ્યાયનો ભગવાન્ આરંભ કરે છે.

એ સાતમા અધ્યાયમાં જે જ્ઞાનવિજ્ઞાન વિચાર ભગવાન કહે છે તે બરોબર સમજાતાં ફરીથી આગળ કાંઇપણ અન્ય જ્ઞાતવ્ય એવું અવશિષ્ટ રહેતુંજ નથી, એમ ભગવાને ૭ ના ૨ માં પ્રતિજ્ઞા કરેલી છે. આમાં કર્મયોગ માટે કાંઈપણ શબ્દોચ્ચાર કર્યો નથી. બરોબરજ છે! એની એ કર્મની કાંણ ચલાવતાં કોઈનું પણ માથું દુખે! તેના કરતાં વિશેષ મહત્ત્વનું નિરૂપણીય એવું હજી ઘણુંજ શિલ્લક છે. એટલે અર્જુનનો શોક જવો જોઇએ એ વાત ભગવાનના અંતઃકરણને ખુંચી રહેલી છે. અર્થાત્ આત્મામાં શોક નથી એ પ્રત્યય એના ખોળામાં પડવો જોઇએ. એટલે એને આત્માનો અપરોક્ષઅનુભવ કરાવ્યા વિના નિરૂપણનો છેડો આવતો નથી, તે આત્મા કાર્યકારણાત્મક પિંડબ્રહ્માંડમાં વ્યતિરિક્ત અને અનુસ્યૂત પરંતુ અલિપ્ત અર્થાત્ શોકના પરપાર છે એ અનુભૂત થવાને પિંડબ્રહ્માંડ ઉપરની તેની દૃષ્ટિ પ્રથમ ફેરવવી જોઇએ, એટલા માટે ટુંકામાં તે પરમાત્માએ જડ, અષ્ટધા, અપરા, પ્રકૃતિરૂપે અને જીવરૂપે એકમય પરાપ્રકૃતિરૂપે જગત્નો પસારો કેમ માંડેલો છે, તે વર્ણવ્યો અને (૭ માનો ૧૪ મો.) એ સ્થળે ધીરેજ જણાવ્યું કે दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते એટલે એ સર્વ આ આત્માભિન્ન પરમેશ્વરની અચિંત્ય, ત્રિગુણાત્મક, દુર્લંઘ્ય (અર્થાત્ પ્રથમ અજ્ઞાનાવસ્થામાં આશ્ચર્યરૂપ અને અંતે વિચારજન્ય જ્ઞાનાવસ્થામાં મિથ્યારૂપ, તુચ્છ એવી

અનિર્વચનીય) માયા નામક કોઇ એક ચેટકી છે. તેનું એ સર્વ લીલા-ડંબર છે. તેનાથી આ જગત્ વમળમાં પડે છે. પરંતુ જેની એ માયા, તે ધણીને શરણ થતાં તેનાથી છૂટકારો થાય છે. અર્થાત્ તેનાથી છૂટકો થાય એવું અગત્ય હોય તો પરમેશ્વરની પ્રીતિપૂર્વક ઉપાસના, ધ્યાન-ધારણા, કર્મયોગરૂપ સેવા કરતા રહેવું જોઇએ. પુણ્યકર્મનો આરંભ અને પાપકર્મનો ઉપરમ થવાનો સંધિયોગ જેમને ભાગે આવે છે, એવાનેજ ભગવાનની સેવા, ભક્તિ, ધારણા, શરણાગતિ ઘટે છે; તે પરમેશ્વરનો દૃઢ આશ્રય કરે છે; અને બ્રહ્મજ્ઞાનથી મુક્ત થાય છે; એમ નિરૂપણ કરીને ભગવાને સાતમો અધ્યાય સમાપ્ત કર્યો. આગળ આઠમા અધ્યાયનો આરંભ થવાનો, તેમાં અર્જુને આઠ પ્રશ્ન પુછયા છે. તે તેણે સાતમાને અંતે ભગવાનના મુખમાંથી નિકળેલા સૂચકઉદ્ગાર ઉપરથી કરેલા છે. અસ્તુ.

આઠમા માંહિલો સ્મરણીય અને વિચારણીય વિશેષ અંશ શો છે, તેનો ટુંકામાં વિચાર એ છે કે, બ્રહ્મ એટલે શું એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે. તે લક્ષમાં આવતાં ગીતોક્તબ્રહ્મનું જ્ઞાન કોઇને પણ પ્રતીત થવું જોઇએ; શબ્દાર્થ ઉપરથી તેની ખૂણ લક્ષમાં રાખવી હોય તો તે એ કે, જે પરમઅક્ષર તેને બ્રહ્મ કહે છે. ઘટનું મૃતિકા કારણ, તે અક્ષરરૂપ એટલે અવિનાશી અને ઘટ ક્ષરરૂપ એટલે નાશવંત: આ ક્રમે કારણ પરંપરા જોતાં જોતાં ત્રિગુણસામ્યરૂપ મૂળપ્રકૃતિસંજ્ઞિત મૂળ કારણ સિદ્ધ થાય છે. તેને અવ્યાકૃત, અવ્યક્ત એવાં પણ નામો છે. તે પ્રકૃતિ અક્ષરરૂપ છે, તથાપિ તે વિકારશીલ છે એ જેના સ્વયંસિદ્ધ અખંડ પ્રકાશથી સિદ્ધ થાય છે, તેનેજ પરમ અક્ષર કહિ શકાય, તેને ટુંકામાં બ્રહ્મ એ નામ છે. તેનેજ ૐ તત્, સત્ ઇત્યાદિ સંજ્ઞા પ્રસ્તુત ગીતાએ પણ (૧૭ ના ૨૩ મો.) એ સ્થળે કહેલી છે. તે બ્રહ્મનું વર્ણન તેરમામાં ૧૨ થી ૧૭ સુધીના પાંચ શ્લોકોમાં વિશેષ કરવામાં આવેલું છે. પ્રસ્તુત બ્રહ્મની ૐ એ એકાક્ષરી મંત્રથી ઉપાસના, યોગધારણા કરવી એ અગત્ય-

પૂર્વક જણાવવામાં આવેલ છે. તથાપિ તે ભક્તિપૂર્વક અને યોગાભ્યાસબળપૂર્વક થવી જોઇએ, એમ મુદ્દામ કહી મુકેલું છે. 'ઓ અર્જુન, પ્રત્યેકને વર્ણાશ્રમ સંબંધિ પોતપોતાનો કર્મયોગ કર્તવ્ય હોય છે. તને પણ તે (યુદ્ધાદિરૂપ) કર્તવ્ય છે. તથાપિ એક અત્યંત રહસ્યની વાત છે તે તું લક્ષમાં રાખજે. તે એ કે, કોઇપણ વસ્તુના અખંડધ્યાસથી તે પોતાનીજ થઈ પડે છે,' એ સિદ્ધાંત, यं यं वापि स्मरन् भावं त्यजत्यंते कलेवरम्। तं तमेवैति कौंतेय सदा तद्भावभावित: (૮ નો ૬ ઠો.) એ શ્લોકે વર્ણવ્યો છે. એટલે જે જે વસ્તુનું અથવા સ્થિતિનું સ્મરણ અર્થાત્ ધ્યાસ સર્વદા થાય છે, તે તે આ દૃઢ ભકતને ભાવનાપ્રકર્ષથી પરંતુ અંતકાળપર્યંત તે ભાવના અખંડ રહેતાં અંતે તે વસ્તુસિદ્ધ થાય છે. આ સિદ્ધાંતના બળ ઉપર ભગવાન્ એમ કહે છે કે, 'હું—પરમેશ્વર—પણ તેવા નિષ્ઠાવાન્, પ્રયત્નશીલ, નિદિધ્યાસી સાધકને સુલભ છું.' તે અવ્યકતાક્ષરસ્વરૂપ, પરમગતિ, તે અવિનાશી. ત્રિકાલાબાધિત, પરમધામ છે; પરંતુ તે અનન્યભક્તિથી લભ્ય થાય છે. જેમનાથી એ પરમેશ્વરપદલાભ કર્મયોગ—ભક્તિ—જ્ઞાનરૂપ સાધનોથી મેળવાતો નથી, તેમને સંસારાવર્તન છૂટતું નથી. તેથી મનુષ્યે પ્રસ્તુત સર્વસાધનસંગ્રહ કરનારો એવો યોગી થવું જોઇએ. તોજ તેને પરમઆદ્યપદ પ્રાપ્ત થશે, તાત્પર્ય એજ કે, અંતર્યામમાં પરમેશ્વરભાવનાનું આવિષ્કાન દૃઢ થયા પછી દેહેંદ્રિયોના કોઇપણ સંરંભની ધાસ્તિ લાગવાનું કારણ નથી. એટલે તત્સંબંધિ સંસ્કાર ભાવી ઉત્ક્રાંતિની આડે આવી શકતા નથી. એમ કહિને આઠમો અધ્યાય ભગવાને પૂરો કર્યો; અને નવમો અધ્યાય આરંભ્યો; એ અધ્યાય તો નિરૂપમજ છે; સારાંશ એજ કે. આ અધ્યાય આદ્યંત મધુરસાર સર્વસ્વરૂપ છે એટલુંજ અમો ટુંકામાં કહિએ છિયે. ગીતાભકતોએ તે મધુરતા સ્વતંત્રપણે ચાખવી, તે કહી શકાતીજ નથી. એ અધ્યાય જ્ઞાનપ્રધાન, ઉપાસનાપ્રધાન, ભક્તિપ્રધાન છે. તોપણ 'संन्यास—योग—युक्तात्मा' (૯ નો ૨૮ મો.) આ શબ્દથી નિવૃત્તિ અને પ્રવૃત્તિ એ બંને નિષ્ઠાનો ઉલ્લેખ એમાં કર-

વામાં આવેલો છે. એટલે પ્રસ્તુત શાસ્ત્રનું પ્રતિપાદ્ય શું છે તેનું આણ લક્ષમાં રહે, એ ધોરણ સર્વના લક્ષમાં રહે, એ સારૂ ભગવાન્ ઇશારો આપવામાં લેશ માત્ર પણ કસર રાખતા નથી. અંતે અત્યંત ઉશ્કેરાયેલી લાગણીથી ભગવાન્ એમ કહે છે કે, अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् (૯ નો ૩૩ મો.) એટલે ક્ષણિક દુઃખમય સંસારમાં એ ઈશ્વરનીજ સેવા કરવી. એ આ નવમા અધ્યાય માંહેલા નિરૂપણનો સાર છે. આગળ દશમા અધ્યાયમાં અર્જુનની પ્રાર્થનાઅનુસારે ભગવાને, પોતાની અનેક વિભૂતીનો ઉલ્લેખ કર્યો. તે માંહેલો ઉદ્દેશ એજ કે, જેને વ્યાપક ઇશ્વરની ભાવના થઇ શકતી નથી, તેને વસ્તુ વિશેષમાં પરમેશ્વરની વ્યાપ્તિ છે, એમ નિશ્ચય થતાં તેણે પરમેશ્વરની સ્મૃતિ કિંવા ભાવના વધારતાં જવી. તેમાં ભગવાને એક વાત તો અત્યંત મહત્વની જણાવી છે. ને એ કે, अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः (૧૦ નો ૨૦ મો.) ભગવાન્ કહે છે કે, 'ઓ અર્જુન, સર્વભૂતોના હૃદયમાં રહેનારો જે આત્મા, તે હું છું. વસ્તુ માત્રના અંતરંગ માંહેલું મુખ્ય સારભૂત તત્ત્વ હું છું.' અર્થાત્ પરમેશ્વર એ પોતાનો આત્મા છે એમ જો આ મનુષ્યને પટશે તો એનું કલ્યાણ થઇ ચુક્યુંજ છે એમ જાણવું. અને અંતે ભગવાને એમ કહેલું છે કે, 'ઓ અર્જુન, ઠાલો પુષ્કળ વિસ્તર જાણીને શું કરવું છે? આ સમસ્ત જગત્ મેં પોતાના એક અંશથી વ્યાપ્યું છે. એટલે આ સમસ્ત જગત્ મારો એક અંશ માત્ર છે, એ ઉપરથી હું–પરમાત્મા–કેવડો છું તેનું અનુમાન કર.' એમાં ભગવાને સર્વ રહસ્ય જણાવ્યું છે એમ કહેવામાં કાંઈપણ હરકત નથી. 'अहमात्मा' એ તો આ પ્રસ્તુત ગીતા માંહેલું એક મહાવાક્યજ છે. 'સર્વજ હું' એ પણ અંતે જણાવવામાં આવ્યું; અને એ દસમો અધ્યાય પૂરો થયો. પછી અગિયારમા અધ્યાયનો આરંભ થયો. ત્યાંહ પેહેલાજ શ્લોકમાં અર્જુને પોતાની મેળે એમ કહ્યું કે, '...मोहोऽयं विगतो मम (૧૧ નો ૧ લો.) ભગવન્, મને જે એક પ્રત્યક્ષ મોહ હતો તે હવે તદ્દન ગયો,' 'શાથી

ગયો, એમ પુછતા હો તો, આપે મારા ઉપર અનુગ્રહરૂપે અધ્યાત્મ-સંજ્ઞિત જે ગુહ્ય વિચાર મને કહ્યો, તેના વડે તે મોહ ગયો.' અહિં વિચારવા જેવી વાત એ છે કે, 'અધ્યાત્મ સંબંધિ વિચારથી મોહ ગયો,' એવા જે આ અર્જુનના ઉદ્ગાર છે, તેના ઉપરથી આપણે એમ અવશ્ય માનવું જોઇએ કે, એને આત્મવિષયકજ વિચાર બરોબર સમજવામાં આવી ગયેલો છે. પરંતુ એમ કહેવામાં એણે એમ ધ્વનિત કરેલું છે કે, 'યુદ્ધ વિષેની ઉપપત્તિ મને પટી નથી, એટલે તદ્વિષયક મારો મોહ કાયમજ છે.' અર્થાત્ તે જાય એવી એની અપેક્ષા છે તોપણ, તેણે મનમાં પાકી ગાંઠ વાળેલી છે કે, 'ભગવાન્ પોતાની મેળજ તે માટે બોલશે. મારે તે માટે પ્રાર્થના કરવાની જરૂર નથીજ.' પરંતુ ભગવાન પાસેથી વળી બીજો કાંઇ મોટો લાટ મેળવવો એ હેતુ પેટમાં રાખીને તેણે 'વિશ્વરૂપદર્શનની ઉત્કંઠા છે' એમ બોલીને દેખાડયું. તરતજ તે પણ ભગવાને તેને દેખાડયું. પ્રસ્તુત વિશ્વરૂપનું વર્ણન મૂળમાંજ જોવું, એમ અમો કહિયે છિયે. ગમ્મત તો એ છે કે, એવડા તે સંરંભમાં ભગવાને અર્જુનને ઇષારો કીધો કે, 'તું ઉઠ, યશ મેળવ, શત્રુને જીતી ઐશ્વર્યયુક્ત રાજ્યનો ઉપભોગ લે. અરે, મેંજ આ તારા શત્રુઓને પહેલાંજ ઠાર કરેલા છે એમ તું જાણ અને યુદ્ધ કર, તથા એમને ઠાર કર. તારોજ વિજય થશે. દુઃખ માનીશ મા. ચિંતા કર મા.' આ ઉપરથી પ્રસ્તુત કર્મયોગ વિષે અર્જુનની ગાંસડી ભગવાન્ કેમ વાળે છે એ લક્ષમાં આવવા જેવું છે. પરંતુ એ પાકો મખ્ખ છે. હજી પણ બોલતો નથી કે 'ભગવન્, આ હું યુદ્ધને માટે તૈયાર છું.' અંતે ભગવાને તે વિશ્વરૂપભાસ અસ્ત પમાડયો. અને પૂર્વવત્ દેખાવા લાગ્યા. ત્યારે ભગવાને પોતે પ્રસ્તુત વિશ્વરૂપદર્શનની બહુ પ્રશંસા કરી; અને એ અગિયારમો અધ્યાય સમાપ્ત થયો. પરંતુ અમને તો એમ દેખાય છે કે, અર્જુનને આત્મ-જ્ઞાન, બ્રહ્મજ્ઞાન, ઇત્યાદિ પારમાર્થિક વિષય બરોબર અવગત થવા લાગ્યા. તથાપિ જે કર્મયોગ એણે કરવો, એવો ભગવાનનો દ્દઢ ઉદ્દેશ છે તે વિષે

એ કાંઈપણ બોલતો નથી એમ જોઈને ભગવાન પણ તે વિષે કાંઈપણ ઉચ્ચારતા નથી. એ વાત છઠ્ઠાથી પ્રસ્તુત અગિયારમા અધ્યાય સુધી વિચારનારાને સ્પષ્ટ દેખાવા જેવી છે. એની આગળ બારમાથી તે અઢારમા અધ્યાયનાં ૫૬ મા શ્લોક પર્યંત્ તો તે કર્મયોગ માટે ભગવાન્ કાંઈપણ બોલ્યા નથી. તેમની સર્વથાનિરાશા થયેલી છે. ત્યારે 'હવે ક્યાં સુધી એમ લલોપત્તો કરવો' એમ ધારીને અંતે એકવાર આકરા બનીને બોલ્યા કે, 'ઓ અર્જુન, न योत्स्ये (મને યુદ્ધ કરવું નથી) એમ તું કાંઈપણ અહંકારને વળગીને નિશ્ચિતમત કરીને બેઠો છે, અને તેના બળ ઉપર તું મારૂં કહેવું માનતો નથી! પરંતુ એનાથી તું નાશ પામીશ! તારો નિશ્ચય ખોટો થશે. તારી પ્રકૃતિ તને યુદ્ધ કરવામાં લગાડશે, જે સ્વાભાવિકકર્મનો તારો પિંડ બનેલો છે, તે પિંડસ્વભાવ ક્યાં જશે! અર્થાત્ મોહના જુસ્સામાં જે તું હમણા કરવા ઇચ્છતો નથી, તેજ તું તે પિંડસ્વભાવને વશ થઇને અવશ્ય કરવાનો. અસ્તુ. હવે અંતે એટલુંજ કહું છું કે,' સર્વભાવે પરમેશ્વરને શરણે રહેવું (૧૮ નો ૬૨ મો.)' આ ભગવાનનું વાક્ય અક્ષય્ય ધ્યાનમાં રાખીને પરમેશ્વરને શરણે રહેવું, એ માટે કોઈપણ હુજ્જત કરશે નહી. એ સર્વ ઠીક છે. પરંતુ ભગવાનને એવા ઉદ્ગાર શાથી કાઢવા પડયા, તે કારણનો વિચાર કેટલો બધો મહત્ત્વનો છે, કેટલો બધો ઉંડો છે, એ વિષે બુદ્ધિમંતોએ વિચાર કરીને પોતપોતાની બુદ્ધિને રમાડવી. અહિં અમારા વિચારની કોઇ વિશેષ ખાતર નહી કરે તો તે અમને ગમશે. પ્રસ્તુત ૧૮ મા અધ્યાય માંહેલા ૫૭ થી ૬૬ સુધીના જે દશ શ્લોક છે, તેમાં બુદ્ધિમંતોએ પોતાની સર્વ અક્કલ વાપરવી જોઇએ, એમ અમને લાગે છે. અમો પણ થોડોક વિચાર કરીશું. 'યુદ્ધ કરવું નથી' એમ જે અર્જુનના મને માની લીધેલું છે, તે કાંઈપણ અહંકારને વળગીને તે તેમ કહેતો નહી હોય એમ અમને લાગે છે. અમો એમ સ્પષ્ટ કહિયે છિયે કે, યુદ્ધકર્તવ્યતા વિષેની તેને ગમ પડીજ નથી. તે વિષેની ઉપપત્તિ

તેને પટીજ નથી, ગળે ઉતરીજ નથી. ભલે, ભગવાન એમ ધારતા હોય કે, 'હું એને તે પટાવી (ગળે ઉતારી) આપું છું, એમ છતાં પણ એ કબૂલ થતો નથી.' ત્યારે તેમને આશ્ચર્ય થયું હશે; નિરાશા જણાઇને ખેદ પણ કરતા હશે; પોતાના સ્વાધીનમાં નથી એમ જણાઇને અદૃષ્ટની પ્રબળતા અને પોતાના ઉપર સત્તા ચલાવનારા સર્વસ્વતંત્ર પરમેશ્વરની મરજી શી હશે તે કોણ નિશ્ચિત કરે! અર્થાત્ શ્રી કૃષ્ણ એ પરમેશ્વરના અવતાર છે, એ જો કે ખરૂં છે, તોપણ તેમને પણ આ વખતે પોતાની શકિતની કુંઠિતતા જણાઇને પોતે જે અનંતશકિતમાન્ પરમેશ્વરના અંકિત થઇને ભૂલોકે આવેલા છે તે તેમને યાદ આવી રહ્યો છે; તેના હાથમાં સર્વ સૂત્રો છે. પોતાના હાથમાં કાંઈપણ નથી. પોતાના સર્વ ઉપદેશ વ્યર્થ છે, એમ પણ શ્રી કૃષ્ણને અહિં લાગ્યું હશે 'તે પરમેશ્વર અર્જુનને કઈ બુદ્ધિ આપશે, કઇ પ્રેરણા કરશે, તેનું અદૃષ્ટ કેમ વર્તાવતો હશે, એ તેનું તે જાણે! તેથી તેનાજ નિયંત્રણમાં સર્વ કાંઇ રહે, એમ હોવાથી તેને શરણ હોવું એજ ખરૂં.' એવા શ્રી કૃષ્ણને પણ ઉદ્ગાર કાઢવા પડે છે. અસ્તુ. એવો અહિં અનેકવિધ વિચાર છે. ભગવાનને અંતે એમ જણાયું કે, 'હવે નિરૂપણ બસ છે.' એમ ધારિને તેમણે અર્જુનને એમ જણાવ્યું છે, 'મેં તને મારો જ્ઞાનવિચાર પરમગુહ્ય છે તોપણ તે સર્વ જણાવ્યો, અને તે મેં સારી પેઠે ઉચિત વિચાર કરીને તને સમજાવી આપ્યો છે. તેથી હવે તને મારૂં એમ કહેવું છે કે, 'તને ઇષ્ટ લાગે તેમ કર,' અર્થાત્ જેને જેવું લાગે, તેવું તેણે કરવું, પરંતુ વિચાર કરીને.' એ સર્વનેજ કહેવું છે. ઠીક છે. પરંતુ એ બોલવું કોઇ ઉદાસીન મનુષ્યને ઠીક શોભે. પરંતુ ભગવાન્ પાંડવવત્સલ છે એમ છતાં પણ ભગવાને એવા ઉદ્ગાર કાઢયા છે, તે અર્થે તેમનું મન એક દૃષ્ટિયે ઘણુંજ નારાજ થયેલું દેખાય છે. કારણ જોતાં તે એમ જણાય છે કે, 'આપણે એને કર્મયોગ માટે અનેક ઉપપત્તિથી ખાત્રી કરાવતા આવ્યા, એમ છતાં એ સંમતિ આપતો નથી, તે અર્થે હવે આપણી

પાસે અધિક ઉપપત્તિ કિંવા યુક્તિ નથી કે જેના યોગથી એ પોતાની સંમતિ આપે. તે અર્થે હવે એજ બોલવું ઘટે છે કે, 'તને ઈષ્ટ લાગે તેમ કર. હવે એ ઉપદેશની તરસ બસ થઇ.' એમ તો લાગેજ છે. પરંતુ લાગણી ક્યાં ઘટે છે! 'હવે એ આપણા હાથમાંથી જાય છે.' એમજ તેમને થયું હશે. તોપણ લાગણીના જુસ્સામાં ભગવાન્ એમ કહે છે કે, 'ઓ અર્જુન, सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः । इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् (૧૮ નો ૬૪ મો.) એટલે, હજી તને બીજું કાંઇ કહેવાનું છે. તે તો સર્વ ગુહ્યો કરતાં પણ પરમગુહ્ય છે, અર્થાત્ અત્યંત મહત્ત્વનું છે. તેમાં તારૂં કલ્યાણ છે, તે તું છે તેથીજ હું તને કહું છું. કારણ કે, તું મને ઇષ્ટ છે; એટલે તું મને જોઇએ છે.' અહિં ભગવાનનો સ્વભાવ કેવો નિર્વિકલ્પ છે તે જુઓ. એટલે પોતાના એવા બોલવા ઉપર એ અર્જુન ટીકા કરશે એવી તેમને શંકા પણ નથી. એટલે 'ભગવન્, આપને જો મારી ઇચ્છા છે, તો આપ કાંઇપણ મતલબનુંજ બોલવાના! અને આપને જો હું જોઇતો છું તો મારી ઇચ્છા પ્રમાણે આપણે પણ હોવું જોઇએ,' એમ એ બોલશે, પરંતુ આ વિચાર જોઈતા નથી. તથાપિ 'તને ઇષ્ટ લાગે તેમ કર' એમ કહીને તેનું તેને સોંપ્યા પછી હવે એમ કહેવાનું કે 'હજી તને બીજું કાંઇ કહેવાનું છે.' ખરેખર હવે એમ બોલવાને સરળરીતે એટલે વાદની મર્યાદાથી જોતાં જગ્યા નથી. એ તો ઠીક થયું કે, ભગવાનના તે બોલવા પ્રમાણે સ્વેચ્છાથી કાંઇપણ બોલ્યો નહી, કિંવા વર્ત્યો પણ નહી. એટલામાં ચટ્પટ્ કરતા કે ભગવાન્ બોલ્યા 'મને હજી કાંઇક પરમગુહ્ય તને જણાવવાનું છે.' એ વાક્ય ઉચ્ચારવામાં ભગવાન્નો હેતુ શો હોવો જોઇએ તે ચોખ્ખો દેખાય છે. અર્થાત્ 'તને ઈષ્ટ લાગે તેમ કર' એ પોતાનું ભાષણ સરળ છે, સત્યાર્થ છે; તોપણ એ વાક્ય ન બોલ્યો હત તો ઠીક થાત, એમ પણ ભગવાનને લાગ્યું હશે, એટલે તે વાક્ય આપણે બોલ્યા એ વાત અર્જુનના પક્ષે જોતાં, જરા ખસી પડયા જેવોજ અહિં પ્રકાર બન્યો. તેથી તે જાળવી

લેવા સારૂં ચટપટ કરીને બોલ્યા કે 'મને હજી કાંઇક કહેવાનું છે.' એવી ભગવાનની સ્થિતિ કેમ બની, એ માંહેલું ઇંગિત એ છે કે, અર્જુનને ઇષ્ટ શું છે એ ભગવાન્ જાણતા નથી એમ નથી. એના મનમાં યુદ્ધ કરવાનું નથી, એમજ એને ઇષ્ટ છે. તેથી તે ઘણું કરીને એમજ કહેશે કે, 'ઠીક છે, ભગવન્, મને ઇષ્ટ છે તેમ મારે કરવું એમ જો આપ મને કહેતા હો તો મેં પણ ઘણો વિચાર કરીને એમ ઠરાવ્યું છે કે, મને યુદ્ધ કરવું નથી.' એમ એ બોલી દેશે, તો એને તેમ બોલવાને જગ્યા રહે નહી, એટલા માટે તરતજ ભગવાન્ બોલ્યા કે, 'હજી પરમગુહ્ય એવું કાંઇક તને કહેવું એમ મારા મનમાં છે.' અર્થાત્ એ બોલવાથી પોતાના પૂર્વોક્ત (તને ઇષ્ટ લાગે તેમ કર–ઈત્યાદિ) ભાષણમાં અર્જુનને સ્વેચ્છાનુસરણની સંધી મળવાનો સંભવ મળ્યા જેવો છે, તેનો હમણા પાકો બંદોબસ્ત તેમણે કરી લીધો. ભગવાને એ દુરસ્તિનું જે વાક્ય ઉચ્ચાર્યું, તે જો કે ઉચ્ચાર્યું ન હત, તોપણ 'તને ઇષ્ટ લાગે તેમ કર' આ વાક્યથી પણ તેમને અર્જુન ઉપર કોટી કરાય એમ છે. એટલે 'એમ જો કે હું બોલ્યો છું, તોપણ 'મને યુદ્ધ કરવું નથી એમજ મને ઇષ્ટ છે,' એવું તારી પાસેથી મને ઉત્તર મળે એ રૂખ તે મારા ભાષણમાં નથી. તો તારે એમજ કહેવું જોઇએ કે, 'ભગવન્, મને આપનું મત કબૂલ છે.' એ ગૂઢ અભિપ્રાયથીજ यथेच्छसि तथा कुरु એ વાક્ય મેં ઉચ્ચારેલું છે. અને તને મારૂં મત કબૂલ નથી એમ જો તું નિશ્ચિત કરીને સ્વસ્થ બેસીશ, તો હું તને એમજ કહીશ કે, તે મારા નિરૂપણનો બરોબર વિચાર કર્યોજ નથી. તેથી તને એમ લાગે છે કે, મારે યુદ્ધ કરવાની ઈચ્છા નથી.' એમ કોટી ઉપર કોટી કરવામાં કાંઇપણ સાર નથી. તેઓ એ પાકું જાણે છે કે, 'કર્તવ્યકર્મયોગ વિષે અર્જુનને આપણું નિરૂપણ પટયું નથી. આપણે જે નિરૂપણ કરેલું છે, તેમાં એણે પ્રાપ્ત કર્તવ્યકર્મ કરવું એ સારૂ મેં તદ્દન ન્યાયશાસ્ત્રની, તર્કશાસ્ત્રની પદ્ધતીના અનુસારે કેવળ ચોક્કસ ભાષણ કરેલું છે, તે એને પટતું નથી, એનું કાંઇપણ કારણ

હાવું જોઇએ. મેં કહેલી ઉપપત્તિ ઉપર એના કાંઈપણ આક્ષેપ હોવા જોઇએ, અને તે ઉચ્ચારવાને એ સંકોચાતો હોય એમ લાગે છે. તેથી એને સ્પષ્ટ પુછવું, એટલે ઠીક થશે.' એમ ધારીને તેમણે તેને 'તારી શી શી હરકતો છે તે કહે' એમ તેને સુચવ્યું. તે ઉપરથી તે પણ તેમને તે હવે ઉત્તરાર્ધમાં કહે છે. તે આપણે સાંભળીયે!

અહિં પૂર્વાર્દ્ધ સમાપ્ત થયો.

**સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતી.**



॥ ॐ नमः शिवायसदाशिवोम् ॥

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું ?

## ( ઉત્તરાર્ધ. )

અર્જુનનો શોક જાય, અને સ્વધર્મોચિત કર્તવ્યકર્મયોગ એણે કરવો એ માટે ભગવાને નિરૂપણનો આરંભ કર્યો. તેમાં કર્મયોગ સંબંધે ભગવાન્ કેટલીએકવાર એમ બોલેલા છે કે 'એવું અહિં અમુક કારણ છે, માટે તારે યુદ્ધ કરવું જોઇએ.' એવું ન્યાયશાસ્ત્રના પંચાવયવી વાકયની પદ્ધતીનું ભાષણ ભગવાને કર્યું. પરંતુ તે અર્જુનને પટયું નહી. એ બહુંશે ખરૂં છતાં મૂળગ્રંથમાં તેવો કયાંય પણ તેના આક્ષેપોનો ઉદ્ગાર નથી. કિંવા કોઈ ટીકાકાર પણ બોલતો નથી. પરંતુ અર્જુનને તે ઉપપત્તિ પટી નથી, એ ભગવાને સારી પેઠે જાણેલું છે; અને તેને લીધેજ તેના આક્ષેપ શા છે, કિંવા પોતાની વિચારસરણીમાં સદોષતા શી છે, તે તારે કહેવી, એવી ભગવાનની મનીષા તર્કિત કરીને તે હવે કહે છે.

પ્રથમ તે એમ કહે છે કે, 'ભગવન્, अंतवंत इमे देहा नित्यस्योक्ता शरीरिणः । अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत (૨ નો ૧૮ મો.) એટલે ભાવાર્થ એ કે, 'દેહને અંત છે, આત્મા નિત્ય છે, માટે યુદ્ધ કર.' એમ આપ કહો છો, તો હું અહિં એમ કહું છું કે, દેહ બિચારો જડ, મૂઢ, તેને જન્મ છે, તેથી મૃત્યુ પણ છે. એ સર્વ નિસર્ગતઃ ઠરેલો પ્રકાર છે. દેહસંઘાત કોઇનો પણ ટકતો નથી, તે પોતાની મેળે ઠરેલી મુદતમાં છૂટવાનોજ. તેમાં મનુષ્યોએ બુદ્ધિપૂર્વક કાંઇપણ કરવું

જોઇએ એમ મને લાગતું નથી. તેમ કરવું અનવશ્યક અને અસમંજસ દેખાય છે. આત્મા જોઇએ તો તે નિત્ય, અવિનાશીસ્વભાવ; વળી તે કોઇનો વિષય પણ નથી! એવી સ્થિતિમાં 'માટે તું યુદ્ધ કર' એમ આપ કહો છો! તો તે 'માટે માટે' એટલે શાના માટે! કયા કારણને માટે, આપ તેમ કહો છો એ મને બરોબર સમજાતું નથી. આત્મા નિર્વિકાર; તેનો બાધ કિંવા નાશ કરવાને કોઈપણ સમર્થ નથી. ત્યારે પ્રસ્તુત યુદ્ધ અને આત્મા એમનો એવો શો કાર્યકારણ સંબંધ છે? કે જેને લીધે 'માટે તું યુદ્ધ કર' એમ આપ કહો છો? અર્થાત્ શત્રુના દેહ માંહિલા આત્માએ અમારા આત્માનો અપરાધ કર્યો છે એમ માનિયે અને તેને લીધે યુદ્ધ કરીને તેના આત્માનો નાશ કરવો એમ યોગ્ય લાગતું હોય, તોપણ તેનો નાશ કેમ થશે? અને તે કરશે પણ કોણ? એકનો આત્મા અન્યના આત્માનો નાશ કરશે એ વાત હવે કોને પટે? કહેનારે પણ તે કેમ કહેવી? મને તો એમ લાગે છે કે, યુદ્ધ વિષેની એ ઉપપત્તિજ નથી. આપને જે કાંઈ લાગતું હોય તે ભલે લાગે! હવે જડ બિચારો અનાત્મરૂપ દેહસંજ્ઞિત સંઘાત, તેનો યુદ્ધથી નાશ થશે એ ખરૂં છે; પરંતુ શત્રુના દેહનો નાશ અમોએ યુદ્ધથી કરવો, એનું કારણ શું? તેમના જડરૂપ દેહે અમારો છળ કર્યો છે કે? જડ દેહને જાતે અમારો છળ કરવા જેટલો હેતુ અને બુદ્ધિ હોવી સંભવનીય છે કે? મને તો એમજ દેખાય છે કે, એવો સુંદર આત્માનાત્મવિચાર જાણ્યા પછી કોણ કોનો શત્રુ અને કોણ કોનો મિત્ર! મને તો એમજ લાગે છે કે, યુદ્ધ એટલે દરીયા ઉપરનું તોફાન! આકાશમાં વાદળાં આવ્યાં, વીજળી ઝબૂકાણી, કડ્કડાટ થયો, જોસથી પવન વાવા લાગ્યો, વૃક્ષો ઉખડીને પડયાં, ધરતીકંપ થયો, ઘરો તુટી પડીને ભોંયભેળાં થયાં, હાથીની સુંઢ જેવી ધારાનો વરસાદ પડયો, નદીઓમાં પૂર આવીને પ્રલય થયો, લોકો ઠાર થયા! એવા ભૂતભૌતિકપ્રકાર થાય છે. તેજ પ્રકાર યુદ્ધનો! અને તે બુદ્ધિમાન્ સમજુ લોકો કરે છે. આત્મૈકયજ્ઞાનસંપન્ન પુરૂષ એ

પ્રસંગમાં પડે છે, એ તો મોટુંજ આશ્ચર્ય લાગે છે. ભગવન્! મને તો યુદ્ધ વિષેની આ આપની યુક્તિ બિલકૂલ પટતીજ નથી. એ તો યુક્તિજ નથી, પરવાનગી છે તેથી હું એટલું સ્પષ્ટ બોલું છું.

ભગવન્! આપે એમ કહેલું છે કે, 'हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा मोक्ष्यसे महीम् । तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः (૨ નો ૩૭ મો.) એટલે પૃથ્વીલાભ કિંવા સ્વર્ગલાભ થશે, માટે યુદ્ધને માટે તૈયાર થા.' ભગવન્, આપનું એ કહેવું સીધું છે. હું વિજયી થઇશ તો પૃથ્વીનું રાજ્ય મળશે; અને મુવો તો સ્વર્ગપ્રાપ્તિ થશે, ત્યાંહના દિવ્યભોગ મળશે, એ બોલવું ઠીક દેખાય છે. અર્થાત્ પ્રસ્તુત યુદ્ધને લીધે મને કાંઇપણ લાભ છે માટે મારે યુદ્ધ કરવું એ કહેવું ન્યાયાનુસારે છે એ વિષે કાંઇ-પણ વાદ નથી; પરંતુ તે કોઇપણ એક લાભની જેને ઇચ્છા હશે તેણે તે માટે આ યુદ્ધ કરવું, એ ઠીક છે. પરંતુ મેં આપને પૂર્વે જણાવેલુંજ છે કે, કોઇપણ લાભ હશે તોપણ સ્વજનવિયોગદુઃખ રહેવાનુંજ! તેથી પ્રસ્તુત યુદ્ધની હવે મને ઇચ્છાજ નથી. તેથી તત્સંબંધિ કોઇપણ પ્રકારનો લાભ મને જોઇતો નથી; તે માટે હું યુદ્ધને માટે તૈયાર નથી, અને હું ઉભો પણ થવાનો નથી. શત્રુત્વની ભાવના હોય તો યુદ્ધને માટે તૈયાર થવાનું; પરંતુ મારી તો હમણા તે ભાવના અસ્ત પામી છે, એવી મારી સ્થિતિ છે. વળી, ભગવન્, આપે પ્રથમ જે અનુમાન કર્યું હતું તેના ઉપર મેં જે નિરાકરણ કરેલું છે, તે દૃષ્ટિએ જોતાં હવે મને પૃથિવ્યાદિ લાભની કાંઇપણ કિંમત રહેલીજ નથી. કારણ કે, આત્મા જેવો અજરા-મર નિરતિશયપ્રેમાસ્પદ, અને તેથીજ નિર્નિમિત્ત અખંડાનંદરૂપ, સર્વવ્યાપક એવો પદાર્થ મળવાનો જે આપે માર્ગ કહેલો છે, તેના આગળ યુદ્ધબુદ્ધ લેશ માત્ર પણ મને રમ્ય લાગતું નથી. હવે યુદ્ધ કિમર્થ? અપ્રાપ્ત જેવું શું છે, કે તેને માટે એ પીડા ઓરવી? મને કોઇપણ લાભની ઇચ્છા નથી, હું યુદ્ધ કરવાનો નથી.

ભગવન્, વળી આપે એમ કહેલું છે કે, 'પુણ્યકીર્તિહાનિ, અકીર્તિનિંદા થશે માટે યુદ્ધ કરવું.' તો એ આપનું કહેવું મને પટતું નથી. परोपकारः पुण्याय पापाय परपिडनम् એટલે પરોપકાર જેવું પુણ્ય નથી અને પરપીડા જેવું પાપ નથી, એવો જે પુણ્યપાપ વિષે એક પ્રસિદ્ધનિર્ણય છે, તેજ મને પ્રૌઢ લાગે છે. વળી પ્રસ્તુત યુદ્ધનો જે પ્રસંગ ઉપસ્થિત થયેલો છે તે માંહેલું મૂળ બીજ અથવા ઉદ્દેશ જોવા જતાં, અમોએ આ ધૃતરાષ્ટ્રના પક્ષે અમને છળ્યા, સર્વસ્વ હરણ કર્યું, તેથી તેનો બદલો વાળવો જોઇએ એ કલ્પના અમારામાં ઉત્પન્ન થઇ. એવી સ્થિતિમાં અમો તેમનું પારિપત્ય કરીયે તો તે સર્વથા અન્યાય કર્યો એમ થશે નહી. પરંતુ અપકાર કરનારા ઉપર ઉપકારજ નિરંતર કરવો એ ધર્મ કેવો ઉદાત્ત દેખાય છે! તાત્પર્ય એજ કે, રાજસમાર્ગ કરતાં સાત્વિક-માર્ગ અત્યંત પ્રશસ્ત છે, એમજ કોઇપણ કહેશે. શત્રુને પૂરેપૂરો બદલો વળાય, એ જય માનવાનો, એ સત્કીર્તિ માનવાની, એવું જેમનું હૃદય, તેમની કિંમત જાણી, પ્રસ્તુત યુદ્ધ હું ન કરૂં તો તેથી શૂરત્વ માટે મને આજ સુધી મળેલી કીર્તિ કેમ નષ્ટ થાય? તે કીર્તિનાં કારણો જે મારા પૂર્વકૃત્યો તે તો પૂરેપૂરાં સિદ્ધ છે. હવે, આ દુર્યોધનાદિક નીચ ઠરેલા છે, તેઓ મારી નિર્ભર્ત્સના કરશે તેને માટે મારે યુદ્ધ કરવું, એ કાર્યકારણ સંબંધ અને એ ઉપપત્તિ તો અત્યંત ક્ષુદ્ર છે. નીચ દુર્યોધનના પ્રલય ઉપર મારે શા માટે લક્ષ આપવું! આખું જગત્ મને સારો કહે એ કલ્પના મને નથી. એનો મને ભાવ નથી. રાજસકર્મ-રૂપ પુણ્યની હાની થશે, કીર્તિની હાની થશે, અકીર્તિ ફેલાશે, તોપણ તે મને પરવડશે. તેની મારે પર્વા કરવી એ તો મારા હૃદયની અનુદાત્ત-તાજ ઠરશે, તે અર્થે મને આ યુદ્ધ હવે કર્તવ્ય જણાતુંજ નથી. પૃથ્વીનું રાજ્ય મળશે એ માટે મારે યુદ્ધ કરવું! ખરૂં છે! આજ સુધી અસંખ્ય વિજયી વીરપુરૂષો થયા હશે, પરંતુ તે પૈકી કોઇની પણ સાથે આ પૃથ્વી ગઇ એમ દેખાતું નથી, કિંવા મરીને સ્વર્ગે ગયેલા પુણ્યવાન્

વીરપુરૂષો ત્યાંહુજ અક્ષય્ય રહ્યા, રખડીને નીચે આવ્યા નથી એમ પણ સાંભળવામાં નથી. એમ હોવાથી પૃથ્વીલાભના એટલુંજ નહી તો સ્વર્ગલાભના પણ મિષે યુદ્ધ કરવું એ મને સયુક્તિક લાગતું નથી. આખું જગત્ જીવનકલહમાં રોકાયેલું હોય તોપણ હું તો એમજ કહેવાનો કે, किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा (૨ નો ૩૨ મો.) અર્થાત् एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन । अपि त्रैलोक्यराजस्य हेतोः किं नु महीकृते (૧ નો ૩૫ મો.) યુદ્ધ કરિને હું આ સ્વજનોને ઠાર કરવા ઇચ્છતો નથી; જોઇતું હોય તો ભલે તેઓ મને ઠાર કરે. ત્રિભુવનનું સ્વામિત્વ મળતું હોય તોપણ હું તે કામ કરવાનો નથી. તો પછી આ ભૂમીના કટકા માટે કરવાનો નથી, એ શું કહેવું ? મને રાજ્ય જોઇતું નથી, સુખભોગ જોઇતા નથી અને જીવિત પણ જોઇતું નથી. ભગવન્, મને યુદ્ધ કરવું નથી, એજ હું વારંવાર કહેવાનો !

હવે આપ એક રામબાણ યુક્તિ ધારીને મને કહેવાના કે, 'સહજ પ્રકૃતિસ્વભાવ તેથી કરવું પડતું યુદ્ધ કર.' यदहंकारमाश्रित्य न योत्स्ये इति मन्यसे । मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति । स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा । कर्तुं नेच्छसि यन्मोहात्करीष्यस्यवशोऽपि तत् (૧૯ નો ૫૯ તથા ૬૦ મો.) એટલે, ઓ અર્જુન, તેં જે પોતાનો ઉદાત્ત વિચાર મને સંભળાવ્યો, તે ખરેખરજ ઉદાત્ત છે; તે વિચાર પ્રમાણે તું વર્તવાનો નિશ્ચય કરે છે, તે તારો નિશ્ચય અને તારો અહંકાર પણ ઉદાત્ત છે; અત્યંત ભવ્ય છે, અને તેથીજ તે ઉદાત્તતાના આશ્રયે પ્રસ્તુત યુદ્ધ કર્તવ્ય નથી એવું તારૂં મત થયેલું છે. પરંતુ તે તારો વિચાર, તે તારો સંકલ્પ, ચાહે તેટલો ઉદાત્ત હોય, અનુકરણીય હોય, ચાહે તેટલો તે અભિનંદનીય અને સ્પૃહણીય હોય, તોપણ તે મિથ્યા ઠરવાનો ? તે સાધ્ય થવા જેવો નથી. કારણ કે તારી પિંડપ્રકૃતિ તેવા ઉદાત્ત વિચારની કયાં બનેલી છે? અહીં પ્રકૃતિ એટલે તારો અનાદિ સંસ્કારસિદ્ધ સહજ જાતિસ્વભાવ; તે તારો પ્રકૃતિસ્વભાવ અંતે યુદ્ધમાંજ તને અવશ્ય પ્રવૃત્ત થવા લગાડશે ! એ

પાકું નિશ્ચિત ઠરેલું છે. એટલે પ્રકૃતિસ્વભાવનો એવું કાંઈ જોર હોય છે કે, તે પ્રકૃતિસ્વભાવથી સંઘટિત એવો કોઈપણ પદાર્થ કિંવા પ્રાણિ અંતે પોતાના પ્રકૃતિસ્વભાવ ઉપરજ જવાનો? 'હું અમુકજ કરીશ, કિંવા નહીંજ કરૂં,' એમ એ મનુષ્ય ચાહે તેટલું કહે, તે તેનું બોલવું કેવળ મોહના ઉભરામાંજ નિકળે છે. પરંતુ તે સિદ્ધ થવા જેવું હોતું નથી. કારણ કે, તે અનાદિ પ્રકૃતિસ્વભાવથી સંઘટિત હોવાનો. અર્થાત્ તેના તાબામાં એ ગયેલોજ હોવાનો! તેને લીધે આ આગંતુક નવીન સંકલ્પની દાળ ગળતી નથી; અને એજ વખતે એ નૂતનસંકલ્પમાંથી ચ્યુત થઇને પ્રકૃતિસ્વભાવાનુસારેજ વર્તે છે. ને એમ હોવાથી, ઓ અર્જુન, તારો પિંડ ક્ષત્રિય, તારો પ્રકૃતિસ્વભાવ ક્ષત્રિય; તે ક્ષણ માત્ર આ સદ્યઃસિદ્ધ ઉદાત્ત વિચારજન્ય આગંતુક કૃપાસંચારથી આચ્છાદિત કિંવા ઉપમર્દિત જેવો દેખાય છે. તોપણ તે આદ્ય સહજ પ્રકૃતિસ્વભાવ અંતે તને યુદ્ધમાં અવશ્ય પ્રવૃત્ત કરશેજ કરશે. એ તું પાકી ગાંઠ વાળી રાખજે. અર્થાત્ તારો તે ઉદાત્ત વિચાર હમણા મનમાંજ રાખ, અને યુદ્ધના વખત ઉપર સજ્જ થા. નહી તો એવી સ્થિતિ થવાની કે, તે ઉદાત્ત વિચારજન્યકૃપાનો પૂર ઘડી પછી ઉતરી જાય, અને ત્યાર પછી પશ્ચાત્તાપ પામીને તારે યુદ્ધમાં પ્રવૃત્ત થવું એના જેવી ફજેતી તો બીજી કોઇપણ હોઈ શકે નહી. તેના કરતાં લોકરીતી પ્રમાણે પ્રવાહાનુસાર યુદ્ધ કરવાને પહેલેથીજ પ્રવૃત્ત થયેલો છે, તે તેવોજ પ્રવૃત્ત રહે, એજ સારૂં છે. ને એમ હોવાથીજ, તારો ક્ષત્રિય જાતીનો સહજ પ્રકૃતિસ્વભાવ છે તેને લીધે તું યુદ્ધ કર.' અસ્તુ; એવા પ્રકારની અહિં કાર્યકારણભાવયુકત આ ઉપપત્તિ ભગવાને તેની આગળ મુકી. તે મનન કરવા જેવી છે. તોપણ અર્જુનનો તે ભવ્યસંકલ્પ, તે ઉદાત્ત વિચાર જાતેજ એવો છે કે, તેના અકૃત્રિમ દિવ્ય પ્રભાની આગળ ભગવાને કહેલો વિચાર નિસ્તેજ લાગે છે, ફિક્કોફચ્ચ દેખાય છે, અહિં અર્જુન એમ કહે છે કે, 'પ્રકૃતિસિદ્ધ સ્વભાવ જીતવો એમાંજ પુરૂષાર્થ છે. ભગવન્, હું ક્ષત્રિયપિંડનો છું,

મારો સ્વભાવ ક્ષત્રિય છે, તોપણ ક્ષત્રિય લોકો કૃપાવૃત્તિથી તદ્દન અજાણ્યા હોય છે એમ કહી શકાય નહી. પ્રસ્તુત ઉત્પન્ન થયેલી કૃપાવૃત્તિ આગંતુક નથી, તે કૃત્રિમ નથી. માત્ર તે કાંઈક વિલંબે ઉદિત થયેલી છે. તથાપિ હજી પણ તે વખત ઉપરજ ઉદય પામેલી છે એમ કહી શકાય નહી તો આખું યુદ્ધ થઇ રહે, સર્વ સ્વજનનો ઘાત થઇ રહે, ને ત્યાર પછી તે કૃપાવૃત્તિ ઉત્પન્ન થાય, ને અંતે પશ્ચાત્તાપના દુ:ખસાગરમાં ડૂબવાનો અમારા ઉપર પ્રસંગ આવે, તેવો તો કોઇપણ પ્રકાર થતો નથીને! અર્થાત્ જે કૃપાવૃત્તિ ઉત્પન્ન થયેલી છે તે ઉચિત છે, તે સ્વાભાવિકજ છે; કારણ કે સ્વજન વિષે, મહાનુભાવ એવા ગુરૂજનો વિષે આદર-કૃપા લાગે નહી એવો મનુષ્યસ્વભાવ હોય નહી. વળી બીજી વાત એ છે કે, સહજ પ્રકૃતિસ્વભાવ યદ્યપી દુસ્ત્યજ છે, કોઇપણ હો પણ તે પ્રકૃતિસ્વભાવને વશજ હોવાનો, તથાપિ એમાં પુરૂષાર્થ તે શો? કારણ કે હરકોઇ પોતપોતાના પ્રકૃતિસ્વભાવાનુસારેજ હોવાનો. ઠીક, એમ જો નિયત ઠરેલું છે તો પછી 'આ કર, તે કરિશ મા,' એમ કહેનારા સજ્જનોના તથા શાસ્ત્રના ઉદ્ગાર વ્યર્થ થઈ પડે, એટલે જે અર્થે મનુષ્યના હાથમાં કાંઈપણ નથી, તે તો પ્રકૃતિસ્વભાવાનુસારે વર્તનારો, તો પછી 'તારે એમ કરવું, તેમ કરવું નહી' એવું એ શાસ્ત્રનું કહેવું સર્વથા અપ્રયોજક થઈ પડે. આ ઉપરથી એ જીવને કર્તૃત્વ વિષે કેટલાએક અંશે તો સ્વાતંત્ર્ય હોવુંજ જોઇએ અને તેને લીધેજ શાસ્ત્રનું ઉપદેશકરવાપણું અવશ્ય તથા યોગ્ય હોવું જોઇએ. અર્થાત્ દુષ્ટપ્રકૃતિસ્વભાવને નિરૂદ્ધ કરીને સાધુવૃત્તિમાં કિંવા ઉત્ક્રાંતિમાં મનુષ્યે પોતાના મનને વાળવાનો પ્રયત્ન કરતા રેહેવું જોઇએ. એમાંજ પુરૂષાર્થ છે, અને એમ કોઈ કરીને દેખાડે તોજ તેની ભલે ભલે બોલાય છે. હવે, અનાદિપ્રકૃતિસ્વભાવ બળવત્તર હોવાનોજ, તેને લીધે શાસ્ત્રોપદિષ્ટ આ સાધુવૃત્તિ કષ્ટસાધ્ય ઠરે છે. ત્યાંહ નિરૂપાય છે તેને લીધે સંકલ્પિત કરેલી સાધુવૃત્તિથી ક્વચિત્ ચ્યુતિ જો કે થશે તોપણ તે ક્ષમ્યજ છે. તે

માટે લોકનિંદાની પર્વા ન કરતા, સંકલ્પેલી સાધુપ્રવૃત્તિમાં રહેવાનો અભ્યાસ સતત્ અખંડ કરવાથી તેજ આગળ જતાં નવો પ્રકૃતિસ્વભાવ નહી ઠરે કે? આજે જે પ્રકૃતિસ્વભાવ અનાદિ સિદ્ધત્વે મોટો બલિષ્ટ તથા અનિવાર્ય એવો નિરૂઢ થઈ બેઠેલો દેખાય છે, તેનો પણ કોઇ વખતે એવોજ એક સમયે આરંભ થયેલો હશેજ. તેજ વારંવાર અભ્યસ્ત કિંવા પ્રયોગદશાપન્ન થયો તેથી આજે પ્રકૃતિસ્વભાવ એ નામે ચઢી વાગે છે એટલુંજ. પરંતુ તે જો દુષ્ટ જાતીય હોય કિંવા નિકૃષ્ટ જાતીય હોય તો નવા સાધુવૃત્તિના કિંવા ઉત્કૃષ્ટ જાતીના અભ્યાસથી રદ્દ બાતલ કરવાનો પ્રયત્ન કરતાં તેનું થાણું ઉખડે નહી એમ કેમ બને! અર્થાત્ પાપસ્વભાવ જઇને પુણ્યસ્વભાવ બનવો એ પુરૂષ પ્રયત્નનું નવું પરિણામ થવુંજ જોઇએ. આ ઉપરથી પ્રકૃતિસ્વભાવ એ કાંઇ તેને સનદ મળેલી નથી. સ્વભાવ તો આપણે જેમ બનાવીશું તેવોજ થશે. તે તેવો બનવોજ જોઇએ. સ્વભાવ એટલે કાંઇ અકસ્માત્ ક્યાંયથી પણ અચાનક આવે છે અને મનુષ્યમાં ઘુશી જાય છે, એવો પ્રકાર માની શકાય નહી. नरका नारायन होय એ દિવ્યોદ્ગાર એવીજ રીતે સાર્થક દેખાય છે. એવાંજ સોપપત્તિકવિચારના બળે તે ઉદ્ગાર નિકળીને મનુષ્યને ઈશ્વરપદનો લાભ મેળવી લેવામાં ઉત્તેજનપૂર્વક વાળી રહેલાં છે. એજ પ્રકૃતિસ્વભાવ અદૃષ્ટ કિંવા પ્રારબ્ધ ઈત્યાદિ સંજ્ઞાથી જગત્માં પ્રતિષ્ઠિત છે. ને એમ હોવાથી એક રૂઢ થયેલો પ્રકૃતિસ્વભાવ નષ્ટ થઇને અન્ય પ્રકૃતિસ્વભાવ ત્યાંહ વિરૂઢ થવો એ વાત કાલાંતરે અને કષ્ટે સાધ્ય થાય છે એ ખરૂં છે, અભ્યાસને અસાધ્ય તે શું? એમ હોવાથી ભગવન્, હું ક્ષત્રિયસ્વભાવનો છું તોપણ, સ્વજનોની સાથે અને એવા મહાનુભાવ ગુરૂજનોની સાથે પ્રસ્તુત યુદ્ધપ્રસંગ કદાપિ ન હો. તેઓ ચાહે તેટલું શત્રુત્વ ભલે કરો, મને તેમની દયાજ આવે છે. તેમની સાથે યુદ્ધ ન કરવાથી હું બીજા કોઈનું પણ નુકસાન કરતો નથી, અમારૂં પોતાનું નુકસાન ચાહે તેટલું થાઓ, તેની હું ફિકર કરતો નથી, મારા જીવિતનો પણ નાશ એ કૃપાને

વીષે થશે તોપણ તેમાંજ મારૂં અધિકશ્રેય છે. પ્રસ્તુત પ્રસંગ જેટલો મારા ક્ષત્રિયસ્વભાવને હું વશ થવા ઇચ્છતો નથી. એ મારો નિશ્ચય છે. આ સ્વજનાકાર શત્રુ ઉપર કૃપાજ કરવાની એજ વાત મારા હૃદયને રમણીય અને ઉદાત્તતાથી આદરણીય ઠરેલી છે. તે અર્થે ઓ ભગવન્, પ્રકૃતિસ્વભાવનું જે આપે વખાણપૂર્વક વર્ણન કર્યું, અને તેની બીક મને દેખાડી, તે પ્રકૃતિસ્વભાવને જીતવો એજ એક હવે હું મોટું આધ્યાત્મિક યુદ્ધ કરવાનો, એમાંજ મને મહાપુરૂષાર્થ દેખાય છે. વિશ્વામિત્ર તો સ્વભાવતઃ રાજર્ષિ! પરંતુ અભ્યાસથી, તપથી બ્રહ્મર્ષિ થયા ને! એમ હોવાથી, સહજ પ્રકૃતિસ્વભાવ હોવાથી મારે યુદ્ધ કરવું એ ઉપપત્તિ તદ્દન દુર્બળ દેખાય છે.

વળી, મારી આગળ પૂર્વોત્તર પરસ્પર વિરૂદ્ધ વાકયોનો મેળ કેમ બેસાડવો, એ એક મોટો પ્રશ્ન છે. એટલે આપે મને (૨ નો ૪૫ મો.) એમાં એમ કહ્યું છે કે, ‘ તું નિસ્ત્રૈગુણ્ય થા, નિર્દ્વંદ્વ થા, નિત્યસત્ત્વસ્થ થા, નિર્યોગક્ષેમવાન્ થા, આત્મનિષ્ઠ થા. કારણ કે, સર્વતઃ સંપ્લુતોદક (એટલે સમુદ્ર કિંવા મોટો ધરો) પ્રાપ્ત થતાં અલ્પજળાશયોની જેમ અપેક્ષા રહેતી નથી, તેમ બ્રહ્માત્મનિષ્ઠ જ્ઞાનવાનને પરિમિત ફળ આપનારા તે તે વેદોકતકર્મો કરવાની અપેક્ષા હોતી નથી,’ એમ આપ પ્રથમ (૨નો ૪૬ મો.) એ સ્થળે કહો છો, અને પુનઃ તરતજ (૨ નો ૪૭ મો.) અહિં કહો છો કે, ‘ कर्मण्येवाधिकारस्ते–ઓ અર્જુન, તારો અધિકાર કર્મ કરવા વિષેજ છે.’ એ ઉપદેશ અન્યોન્ય વિરૂદ્ધ છે, એનો મેળ કેમ લગાડવો? તેમજ આગળ (૩ જા ના ૧૭ તથા ૧૮ મો.) અહિં આપ કહો છો કે, ‘ यस्त्वात्मरतिरेवस्यात्...न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः–જે આત્મરત, આત્મતૃપ્ત, આત્મસંતુષ્ટ એવોજ કેવળ હોય તેને પોતાને માટે અને કોઈપણ ભૂતો માટે કર્તવ્યત્વે કાંઇપણ સંબંધ રહેલો નથી. એવો પ્રકાર છે.’ એમ કહ્યા પછી આપ તરતજ (૩ જા નો ૧૯ મો.) અહિં तस्मादसक्तः सततं એ વાકયથી એમ કહો છે કે, ‘કરવાને યોગ્ય એવું જે

કર્મ હોય તે તું કર' તો હું પુછું છું કે, જો મારે નિસ્ત્રૈગુણ્ય થવું, નિર્દ્વંદ્વ થવું, આત્મનિષ્ઠ થવું એ આપનું (૨ જાના ૪૫મા)માં કહેલું માનવું છે તો तस्य कार्यं न विद्यते (૩ જાના ૧૭ તથા ૧૮) તેને કાંઇપણ કર્તવ્ય નથી, ઇત્યાદિ કહેવું પણ માનવું જોઇએ એમ ઠરે છે; તો પછી तस्मादसक्तः सततं... –માટે કરવા યોગ્ય એવું કર્મ કર.' कर्मण्येवाधिकारस्ते–(૨ નો ૪૭ મો.) કર્મનાજ વિષે તને અધિકાર છે' એ કહેવું કેમ સુસંગત થશે! કારણકે હુમણાજ મને કિંચિત આત્માનાત્મવિવેક આપે સમજાવિને આપ્યો છે. હવે મારે આત્માનુસંધાનનો અભ્યાસ સાધીને આત્મવાન, આત્મનિષ્ઠ, આત્મરત થવું જોઇએ, એજ ઉચિત છે. કારણ કે મને આત્મસાક્ષાત્કાર થવો જોઈએ, તે થયા વિના મારો શોક જવાનો નથી. અને એ સર્વ લાભ જો હાથમાં પડવોજ જોઇએ, તો મારે એક નૂતન સાધક એ દૃષ્ટિએ પ્રસ્તુત જેવા કર્મજાળમાં પડવાને મને યોગ્ય સવડ કયાંથી મળે? ને એમ હોવાથી ઉક્તવાકયો એકજ અધિકારિને વિષે એકજ સમયે સંભવનીય થવા શક્ય નથી. તેથી તેમનામાં આ દૃષ્ટિએ મેળ મળતો નથી. તે મેળ મળે એ ઈષ્ટ હોય તો 'અધિકાર ભેદ માનવાથી વાકયવિરોધ નષ્ટ થાય છે' એમ શાસ્ત્રકારોનું કહેવું છે, તે માનવું એટલે થયું, અથવા ભગવાન્, આપેજ અહિં એ વ્યવસ્થા કહેલી છે. એટલી लोकेऽस्मिन् द्विविधा निष्ठा, ज्ञानयोगेन सांख्यानां, कर्मयोगेन योगिनाम (૩ નો ૩ જો.) ઇત્યાદિ વાકયવડે આપે એમ કહેલું છે કે, જ્ઞાનના અધિકારી હશે, તેમણે જ્ઞાનનિષ્ઠાનો અવલંબ કરવો, અર્થાત કર્મ-નિષ્ઠામાં સબડવાનું કાંઇપણ પ્રયોજન નથી, અને જેમને એ જ્ઞાનનિષ્ઠાનો અધિકાર નથી, તેમણે કર્મયોગનો અવલંબ કરીને કર્મનિષ્ઠ થવું' એ આપના કહેવાનો ઉદ્દેશ એજ કે, અધિકારભેદ અહિં સ્પષ્ટ છે, અને તે છે તો નિષ્ઠાભેદ પણ છેજ. અર્થાત્ એવી દૃષ્ટિએ જોતાં કોઇપણ વાક્યાર્થ ઇતર કોઈપણ વાક્યાર્થની સાથે વિરૂદ્ધ કલ્પવાનું કારણ રહેતુંજ નથી. એવી સ્થિતિમાં મારો અધિકાર કર્મ કરવાનોજ છે એમ "જે

આપે (૨ નો ૪૭ મો.) એ સ્થળે કહ્યું તે શા માટે? ઠીક છે, એજ જો મારો અધિકાર, તો આપ दूरेण ह्यवरं कर्म, बुद्धौ शरणमन्विच्छ (૨ નો ૪૯) એ સ્થળે એમ કહો છો કે, 'કર્મયોગ અત્યંત નિકૃષ્ટ છે, ઓ અર્જુન, તું બુદ્ધિયોગને શરણે જા,' એવા પણ આપના ઉદ્ગાર છે. હવે આપણા આ એવાં અન્યોન્ય વિરૂદ્ધવાક્યોમાં કાંઇપણ અભિપ્રાય હશે તોપણ મારી સ્થિતિ મને જેવી બરોબર દેખાય તેવી બીજાને ક્યાંથી દેખાય? અર્થાત્ ધર્મ અને અધર્મ, એ વિવંચનામાં હું પડયો, હું મારી પોતાની દૃષ્ટિએ પ્રસ્તુત કર્મયોગ ઉચિત નથી એમ કહું છું અને આપ તો પોતાની દૃષ્ટિએ મારૂં કહેવું અયોગ્ય છે એમ કહો છો, તેથી મેં એ યુદ્ધરૂપકર્મયોગ કરવા લાગવું એમ જો કે યોગ્ય છે. તોપણ એ વાત કેવળ ધર્મજીજ્ઞાસા પ્રકરણ પુરતીજ છે. સાક્ષાત્ શોકનિવર્તક બ્રહ્મજીજ્ઞાસાપ્રકરણ પણ અહિં ઉપક્રાંત છે. હું તે સંબંધે પણ અધિકારી છું. તો પછી બ્રહ્મવિચારના સ્વરૂપનો વિચાર મનમાં લેતાં તે ધર્મજીજ્ઞાસાની સાથે વિરૂદ્ધ ન હોય કે? જો હું બ્રહ્મજીજ્ઞાસુ છું, તો હવે ધર્મજીજ્ઞાસા અસ્થાને ઠરે છે. તેથી તે વિષેનો મારો અધિકાર પૂરો થઇ રહે છે, એમ માનવાને શી હરકત છે? નિકૃષ્ટ એવા કર્મયોગસાધનના ધોરણમાં મારે શા માટે સબડતા રહેવું? એનું કાંઇપણ યોગ્ય કારણ દેખાતું નથી. મોક્ષને અત્યંત અંતરંગ સાધનભુત જે જ્ઞાનનિષ્ઠા તેનાજ ધોરણમાં હું બેસવા યોગ્ય છું એમ મને જણાય છે. કર્મનિષ્ઠા એ ચિત્તશુધ્ધ્યર્થે અપેક્ષિત છે એ ખરૂં, પરંતુ ચિત્તની શુદ્ધિ તો જેની તેજ પ્રથમ ઓળખે. આજે ઉપસ્થિત થયેલું એ યુદ્ધકર્મ કરીશ, તોજ મારી ચિત્તશુદ્ધિ થવાની કે? આજ સુધી જે અમે વર્તન કર્યું, તે શું પાપરૂપ હતું અને તેને લીધે મારૂં ચિત્ત અશુદ્ધ છે એમજ મારે માનવાનું કે? ભલે એમ કાં ન હો, તે તો સ્પષ્ટ કહો. મને તો એમજ લાગે છે કે, તેવા પ્રકારનો હું નથી, एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः। कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ( ૪ નો ૧૫ મો.) એ વાત મને કબુલ

છે કે, મુમુક્ષુજન કર્મ કરે છે. પરંતુ જેમની ચિત્તશુદ્ધિ થઈ ન હોય, તેમનેજ તે અવશ્ય કર્તવ્ય થતું હશે. જ્ઞાનાધિકાર પામેલા મુમુક્ષુ કાંઈ કર્મયોગમાં સડતા નહી હોય, એમ લાગે છે. કેવળ પ્રાચીન મુમુક્ષુજન કર્મ કરતા આવ્યા છે, તસ્માત્ મારે પણ કર્મયોગનું પુંછડું સજજડ પકડી રાખવું એ ન્યાય કયાંનો? એ ન્યાય યોગ્ય નથી. આ ઉપપત્તિ ઉચિત નથી. હવે આપ કહેશો કે, 'નિષ્કામ તેથી સંન્યાસિત્વ, જ્ઞાનો તેથી નિર્વિકલ્પત્વ, શુદ્ધત્વ, અને આત્મસંપન્નત્વ, એ ગુણ જેની પાસે છે, તે કર્મો કરે તોપણ તેઓ તે કર્ત્તાને બંધક થતા નથી.' તસ્માત્ મારે યુદ્ધને માટે તૈયાર થવું, એમ तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः। छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत (૪ નો ૪૨ મો.) આ વાકયથી આપનું કહેવું છે, અહિં હું આપને એમ સ્પષ્ટ પુછું છું કે, જગત્માં મોટાપણું એવો કોઇ સ્વતંત્ર પદાર્થ છે કે? મને તો એમ લાગે છે કે, એ પ્રશ્નનો ઉત્તર નહીજ હોય. કારણ આ જુવો કે, કર્મ કરવાનું તો તે બુદ્ધિપૂર્વકજ કર્મ પહેલાં માનવું જોઇએ. તેમાં હેતુ હોવો જોઇએ. કાર્યકારણસંબંધ હોવો જોઇએ. 'નિષ્કામ, નિષ્કામ' એમ કોઇ ચાહે તે લવરી કરે. મને તે કાંઇપણ પટતું નથી. સ્વાર્થ નહી હોય તો પરમાર્થ; તોપણ પરાર્થ એ એ સ્વાર્થમૂલકજ હોય છે. यद्यद्धि कुरुते जंतुस्तत्तत्कामस्य चेष्टितम् કોઇ કાંઇપણ કરો અને કોઇને પણ માટે કરો, તેમાં કામ એતો હોવોજ જોઇએ; ઈચ્છા વિના પ્રવૃત્તિ થતીજ નથી, તો પછી નિષ્કામત્વ કેમ સંભવે? વ્યવહારમાં તો તેનું નામ લેવાયજ નહી, એમ હું માનું છું. તે એમ હોવાથી અમારે જે એવડું યુદ્ધ કરવાનું, તેમાં કામ સંપર્કલેશતઃ પણ નથી, એ વાત કાલત્રયે પણ મને પટવાની નથી. ભગવન્, અમારે યુદ્ધ શા માટે કરવું? અર્થાત્ નીતિ માટે? એટલે હું કૃપાવશાત્ યુદ્ધ વિમુખ થયો, એટલી અમર્યાદ કૃપા કરવી એ અનીતિને ઉત્તેજન થશે, તે ઉચિત નથી, નીતિતત્ત્વના રક્ષણાર્થે હમણાં એ યુદ્ધ કરવાનું, એજ કહેણ આગળ આવવાનું. આ બધું જો કે ખરૂં

હોય તોપણ તેના પણ આગળ ઊંડાણમાં ઉતરવું જોઈએ. એટલે કોઈ પણ કર્મને ઇચ્છા પ્રવર્તક હોય છે, એમ હું સમજુ છું અને તેમ મેં કહેલું પણ છે. તથાપિ દુઃખનિવૃત્તિની ઇચ્છા અને સુખપ્રાપ્તિની ઇચ્છા આ તે ઇચ્છાસમુદાયમાં વિશેષ પ્રમુખ દેખાય છે. એવી સ્થિતિમાં અમો આજ શત્રુની સાથે જે હમણાં યુદ્ધ કરવાના, તેમાં તેમણે અમારો છળ કરીને અમોને ઘણું દુઃખ દીધું, તે દુઃખજ પ્રસ્તુત યુદ્ધ કરવામાં અમને લગાડે છે. એ બીજ અહિં ચોખ્ખું દેખાય છે. ઠીક છે, અમને દુઃખ થયું અને થાય છે, તે તેમણે છળ કર્યો તેથી હશે તોપણ, તેમણે અમારોજ છળ કરવો અને બીજાનો ન કરવો એમાં કાંઈપણ પૂર્વ સંદર્ભ હોવો જોઇએ કે નહી? એટલે તેઓ તદ્દન નિષ્કારણેજ અમારો છળ કરીને અમોને દુઃખ આપવા લાગ્યા છે એમ માનવાનું? કે અમો પણ તેમાં એક બાજુથી કારણ છીયે એમ પણ માનવું જોઇએ? એક હાથે તાળી વાગતી નથી. તેથી અમારો તેમણે છળ કરવો, અમોને દુઃખ આપવું, એમાં અમો પણ કિંચિત્ માત્ર કાં ન હો કારણ તો હોવાજ જોઈએ. અર્થાત અમે તેમનું કાંઇપણ ભુંડુ કરેલું હોવુંજ જોઇએ. તેમણે અમને છળ્યા તેથી અમને દુઃખ થયું, તો એ ખરૂં ને? કે, દુઃખ એ પાપનું ફળ છે, અર્થાત્ અમે તેમનું કાંઇપણ પાપ કર્યું હશે તેથી અમોને આ તેમના છળથી દુઃખ થતું હશે, એમજ કહેવું પડે. આ દુર્યોધનાદિક સ્વયંભૂજ ભુંડા અને તેથીજ તેઓ અમારો છળ કરે છે ને તેથી અમને દુઃખ આપે છે અને તે અમોને ભોગવવું પડે છે એમ કહી શકાય કે? એમ કહિયે તો ભીષ્માદિક તેમના પક્ષમાં કેમ રહેત? આ ઉપરથી તેમને તેઓ પ્રિયકર, સુખપ્રદજ હશે. તેથી તે બીજાને દુઃખદ છે એમ દેખાતું નથી. તેને લીધે તેઓ સ્વયમેવ દૌર્જન્યસ્વભાવના કિંવા સ્વભાવના ઘડેલા પુતળાં છે એમ કહેવું ઉચિત થશે નહી. ઠીક છે, તેઓ હમણા અમોને છળીને દુઃખ આપે છે, તેથી અમારે તેમનું આજે પારિપત્ય કરવું, તો વળી એ નવું વિશેષ પાપજ તેમનું અમો કરીયે

છિયે એમ કેમ ન કહિયે ! તેના કરતાં અમે તેમને કરેલાં પેહેલાં પાપનું ફળ એટલે પ્રસ્તુત તેમનાથી કરવામાં આવેલાં છળથી અમોને થનારૂં દુઃખ, ચુપચાપ ખમવું અને છુટું થવું એ સારૂં નથી કે ? અમે પેહેલું તેમનું ભુંડુ કર્યું, તેથી તેઓ અમારૂં ભુંડુ કરે છે. હવે ફરીથી તેમનું અમો (યુદ્ધ વડે નાશ ઈત્યાદિ) ભુંડુ કરીયે, તો તેઓ પણ ફરીથી અમારૂં ભુંડુ કર્યા વિના કેમ રહેશે ? ને એમ થતાં જન્મોજન્મ એવુંજ એ ચાલવાનું કે ? એવુંજ આ ચક્કર નવરો ઈશ્વર ઘુમાવતો રહેવાનો કે ? ભગવન્, એવી સ્થિતિમાં મોટાપણું તે કોનું માનવાનું ? એ સમજવાને કોઇ માર્ગ છે કે ? બે હાથ વિના તાળી તો વાગતીજ નથી એ ખરૂં છે. તોપણ ભુંડું કરવાનો પ્રથમ કોઇપણ એકે આરંભ કરવો જોઇએ, તો પછી બીજો ભુંડુ કરવાને પ્રવૃત્ત થવાનો, એમ મનાય છે. તોપણ પ્રશ્ન તો ઉભોજ રહે છે. એટલે એમ માનીયે કે, વિષ્ણુદત્તે પ્રથમ ભુંડું કરવાનો આરંભ કર્યો, ત્યાર પછી હરિદત્તે તેનું ભુંડુ કરવાનો આરંભ કર્યો, તોપણ વિષ્ણુદત્તે જે પ્રથમ ભુંડું કરવાનો આરંભ કર્યો હતો તે તદ્દન નિષ્કારણજ હશે કે ? હોયજ નહી. એટલે હરિદત્તનો તેમાં કાંઇપણ સંબંધ હોવોજ જોઇએ. આ વાદનો છેડો કોઇ વખતે પણ આવવાનો નથી. તેથી એ વિચારસરણી મુકી દિધી અને એમ કહિયે કે, બંનેએ પણ એકજ ક્ષણમાં એકદમ એક બીજાનું ભુંડું કૃત્ય આરંભ્યું ! એમ કહિયે તો વળી વધારે ઉંડાણમાં ઉતરવું પડે છે. એટલે બંનેને પણ પોતપોતાનો નિર્વાહ થવા જેટલું સાધન દેખાતું નથી. તેથી એક જણ બીજાને નષ્ટ કરીને તેની જગો અને પોતાની પહેલી જગો એમ એટલી જગો પ્રત્યેકને જોઇએ છે, એમ કહે છે. ને બંનેનું પણ તે માગવું યોગ્ય છે. પરંતુ પ્રત્યેકને જોઇએ છે તેટલી જગોજ નથી. હવે, ખરેખર તેટલી વિપુલ જગોજ નથી, તેથી એકબીજાની સગવડે બંનેએ નિર્વાહ કરી લેવો એ સારૂં છે, તોપણ ખરૂં સમાધાન બેઉમાં પણ નથી. સમાધાન માની લેવું અને વસ્તુતઃ તે હોવું એમાં ફેર તો

છેજ. ઠીક છે, જગો પણ ઓછી શા માટે? આકાશમાં વિમાનાત્મક રચના કરીને નગરનગરી વસાવવી અને જોઇએ તેટલી જગો કરવી. અથવા સમુદ્રને હઠાવીને જગો વિપુલ કરિએ, તો કાલે પાણી નથી એ માટે બૂંમો મારવી પડે! તેથી દરીયો હઠાવવાની પણ કલ્પના જોઇતી નથી. તો શું, ભૂલોક મુકીને મત્સ્યાદિકોની પેઠે જલમાં એટલે વરૂણલોકમાં રહેવા જવું? કે સૂર્ય ચંદ્રાદિકોના તેજો લોકમાં એટલે દિવ્યલોકમાં અર્થાત્ સ્વર્ગલોકમાં રહેવા જવું? એટલે તાત્પર્ય મરવું! એવા અભદ્ર શબ્દ શા માટે ઉચ્ચારિયે! વસ્તુની ખોટ છે, તો ઇચ્છાને પણ ખોટ શામાટે હોવી? તે પણ અનંત ભગવન્, એ વિચાર કયાં સુધી પોહોંચશે તેનો મને છેડો દેખાતો નથી. તેથી અહિં એક ડાહ્યો એમ કહે છે કે, 'દુર્જનોનો સ્વભાવ એવોજ છે કે, સજ્જનોને છળવું!' તો પછી એમ કહેવું પડે કે સજ્જન થવું એ એક ભુલજ છે. અર્થાત્ સજ્જન ન થતાં દુર્જનની સાથે દુર્જન બનવું એજ અહિં ઇંગિત માનવું પડશે. ઠીક છે, એજ જો ઇંગિત ખરૂં માનવાનું તો આજ સુધી સહનશીલતાથી અમે દુઃખ ભોગવ્યું તે વ્યર્થજ! આ દુર્યોધનાદિકોએ અપરાધ કરવાનો આરંભ કરતાવેંતજ તેમને અમે ઉખેડી નાખ્યા હત તો ઠીક થાત. અર્થાત ક્ષમાસારા હિ સાધવઃ એ વાકયમાં કાંઇ પણ અર્થ નહી હોય એમ દેખાય છે. નહી તો પોતાના સાધુત્વનું રક્ષણ કરવા સારૂ ક્ષમાતત્ત્વનો આશ્રય કર્યો તે કર્યોજ, બેહેત્તર છે, તેને લીધે મરણ પણ ઉત્તમ, એવી રીતે રહેવું. નહી તો હમણા અંત અમે અમારૂં સાધુત્વ ફંગોટી દઇને તેમની સાથે ઘોર યુદ્ધ કરવું એજ આપ આગ્રહપૂર્વક મારા મનમાં ઘોંચો છો, અને વળી આપજ એમ પણ કહો છો કે, मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः। आगमापायिनोऽनित्यम् तांस्तितिक्षस्व भारत (૨ નો ૧૪ મો) એટલે જે કાંઈ સુખદુઃખ આપનારા પ્રસંગ હોય છે તે આવે છે અને જાય છે. કારણ કે તે આવેલા છે તો જવાજ જોઇએ; તેમને સહન કરવા એટલે થયું એ તદન ઉદાત્ત

અને સરળ ઉપદેશ છે. હવે આ ઉપદેશ આગળ મારે વધુ શું કહેવું! વળી આપ એમ પણ કહો છોજ કે शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् । कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः (૯ ના ૨૩ મો.) એટલે સુખદુઃખ પ્રસંગ સંબંધે કામ ક્રોધ એટલે અર્થાત્ રાગ દ્વેષ, એ અવશ્ય ઉભા થવાનાજ. તેથી તેમનો પણ વેગ જીવતાં હોઇએ ત્યાંહ સુધી સહન કરવાને જે સમર્થ થશે, તે ધન્ય! તે મોટો યોગી! તેજ ખરો સુખી! એવી આપની શિખામણ છે. આ શિખામણની કાંઇપણ ચીજ જો થવાની હોય તો અમો આજ સુધી જે ક્ષમાવૃત્તિએ વર્ત્યા તેજ ક્ષમા-વૃત્તિથી આચરણ કરવું, એજ ઠીક છે. આ દુર્યોધનાદિક વળી વધારે દુઃખ આપશે, અમારા પ્રાણ લેશે, તો તે પણ દુઃખ અપ્રતીકાર સહન કરવું, એ એક મોટોજ પુરૂષાર્થ છે એમ કહેવાશે. તેથી અમોને અમારી ક્ષમાવૃત્તિનો વિજય થયેલો જોવાને આવેલો સોના જેવો સુપ્રસંગ અમારે ખોવો એ ઠીક નથી. ને એમ હોવાથી દુર્જનોને તેમના સ્વભાવાનુસારે રહેવા દેવા, એટલે તેમણે સજ્જનોને છળવું એજ કામ તેઓએ કરવું, અને સજ્જનોએ તો સહનશીલતાથી તે છળ સહન કરવા, દુઃખો પણ સહન કરવાં वृक्ष इव तिष्ठासेत्, उपल इव तिष्ठासेत्, વૃક્ષની પેઠે, પાષાણની પેઠે તેમણે રહેવું એમ શાસ્ત્રનું કહેવું છે. હવે अशक्तश्च भवेत् साधुः એટલે લોકો અર્થાત્ દુર્જન લોકો એમ પણ કહેવાના કે, પ્રતિકાર કરવાનું સામર્થ્ય અંગમાં નથી તેથી મુંગે મોઢે સહન કરવુંજ પડે, અને એ મિષે—બહાને—સાધુત્વનું માન મેળવાય. સાધુત્વનું માન ખાટી જવાની એ અજબ યુક્તિ આ અશકતોને જડી! એવા દુર્જનોના સામા પ્રલાપ પણ ખરા સાધૂને, સામર્થ્યવાળા મહાત્માને પણ સાંભળવાના પ્રસંગ અને તે સંબંધે દુઃખ ભોગવવાના પ્રસંગ નિશ્ચિત થઇ ચુકેલાજ છે. પરંતુ તેને લીધે એટલા સારૂ કોઇપણ ખરા સજ્જને પોતાનું બીરદ તજવું એ તેના મનની હલકાઇજ ઠરવાની. એમ હોવાથી મારા ચિત્તની અવસ્થા લક્ષમાં લેતાં પ્રસ્તુત યુદ્ધ મારે ન કરવું એજ વિશેષ સમંજસ, સુસંગત દેખાય

છે. તથાપિ ભગવન્, એક વાત અગત્યથી પેહેલાં મારે કરવી એમ આપનું કહેવું છે. તે વાત એ કે, 'ખરો મોટો વૈરી તે કામક્રોધરૂપજ છે, એ આ મનુષ્યને મૂઢ કરે છે. તેથી કામાદિરિપુગણનેજ પેહેલાં ઠાર કરવો જોઇએ,' એમ આપનું કહેવું છે. અને તેને ઠાર કેમ કરવો એ સંબંધે આપે યુક્તિ પણ કહેલી છે. તે એ કે, અંતઃકરણથી પરે રહેલો જે આત્મા, તેનો આશ્રય કરવો. તેના યોગથી એ કામાદિરિપુગણને ઠાર કરાય છે. એમ હોવાથી એ અંતઃસ્થ શત્રુ કરતાં બાહ્યશત્રુની કાંઇપણ વિશેષ ચિંતા કરવાનું લેશ માત્ર પણ કારણ નથી. એ અંતઃસ્થ શત્રુનેજ લીધે બહાર સર્વ શત્રુ ઉદ્ભવે છે. એમ હોવાથી સહુના પેહેલાં એ અંતઃસ્થ શત્રુનેજ ઉન્મૂલિત કરવાના વ્યવસાયમાં વળગવું જોઇએ. અને એ વ્યવસાય કરવાનો તો અંતઃકરણ આત્મૈકનિષ્ઠજ રહે એવો કોઈ એક વિવેકપૂર્વક અંતરંગમાં સૂક્ષ્મ પ્રયત્ન ઘણા દિવસ સુધી કરવો જોઈએ; અને પ્રયત્ન એટલે સમાધિ–એ અભ્યાસ મારે કરવો એટલા માટે ભગવન્, આપે મને તેની રીતિ પણ સમજાવિને આપી. અને અંતે આપ એમ બોલેલા છો કે આ અર્જુન યોગી થા. (૬ ને ૪૬ મો.)' મારે એ સમાધિ યોગનો અભ્યાસ શામાટે કરવો એવું કારણ પણ આપે મને તે વખતે કહેલું છે. અને તે એ કે, 'તપસ્વી લોકો કરતાં યોગી અધિક શ્રેષ્ઠ ઠરે છે, કેવળ શાસ્ત્રીયજ્ઞાન સંપન્ન પંડિતો કરતાં પણ યોગી અધિક શ્રેષ્ઠ માનવો જોઇએ. તેમજ કર્મીલોકો કરતાં એટલે વર્ણાશ્રમ સંબંધિ કર્મકાંડપરાયણ એવા કર્મનિષ્ઠલોકો કરતાં યોગી અધિક શ્રેષ્ઠતાનો ઠરે છે, તસ્માત્ આ અર્જુન તારે યોગી થવું જોઇએ;' એમ ભગવન્, આપ મને બજાવિને કહો છો. એમ હોવાથીજ મારે હવે તેના અભ્યાસમાં લક્ષ આપવું જોઇએ. વળી શ્રવણ કર્યા પછી શ્રુતાર્થનુ મનન અને તેનો નિદિધ્યાસ અર્થાત્ ધ્યાનધારણા સમાધિરુપ અભ્યાસ કરવાનો હોય છે. તેજ હવે મારે કરવો જોઇએ, એ ચાલતા પ્રવાહે પ્રાપ્તજ છે. અને તેથીજ આપે પહેલા

આરંભે આત્માનાત્મસ્વરુપનું નિરુપણ કરેલું હોવું જોઇએ એમ હું સમજું છું-એકલું તે નિરુપણ સાંભળીને હું કૃતકાર્ય થયો એમ મને લાગતું નથી. મને કેવળ યોક્તિક વિચાર જણાયો કે, આત્મા મરતો નથી, દેહ નાશવંત છે. તેથી શોક કરવાનું કારણ કોઇપણ દૃષ્ટિએ નથી. એ કેવળ યુક્તિવાદ થયો. પરંતુ એટલેથીજ મને દૃઢ આત્મસાક્ષાત્કાર થયો કિંવા દેહતાદાત્મ્ય વિષે મેં નિર્ભ્રમ થઇને અલિપ્તત્વનો પૂર્ણ સ્વાદ લીધો અને ખરેખરજ હવે મને શોક રહ્યો નથી, એવી પ્રતીતિ પામેલો હું બન્યો એવો પ્રકાર બિલકુલ છેજ નહી. તેથી પ્રસ્તુત સ્થૂળ કર્મયોગના ધોરણમાં બેસવા યોગ્ય એવો મુમુક્ષુ હું છુંજ નહી. અને તેથીજ હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી. મારે એ સ્થૂળ કર્મયોગ કરવો એ ખરૂં છે, પરંતુ તે અધિકારનો જો હું ઠરત તો તેનોજ મેં અવલંબ કર્યો હત. પરંતુ મારો શોક જવો જોઇએ, તે એવા ઠાલા યોક્તિક જ્ઞાનથી એટલે પરોક્ષજ્ઞાનથી જાય એમ નથી. ત્યાંહ સ્વાનુભવજ જોઇએ. સાકર એ ત્રણ અક્ષરનો શબ્દ કાને સંભળાયો કે મોહું ગળ્યું બન્યું એમ થતું નથી, તે ચોખ્ખી મોમાંજ પડવી જોઇએ. તદ્વત્ 'શોક કરવો યોગ્ય નથી,' એવો વિવેક આપ મને કરોડ વાર સંભળાવશો તોપણ મને તેવો અભ્યાસ થઇને સ્વાનુભવથી તે પટવો જોઇએ. શોકનિવૃત્તિ ઉધારે રહે અને કેવળ યોક્તિક જ્ઞાનના બળ ઉપર આજે હું શોકનિવૃત્તિની આશા પકડી સધીર થઇ મારે યુદ્ધમાં લક્ષ આપવું, આ વાતને માટે હું તયાર થવાનો નથી. મારી ઠાલી ગાંસડી વાળો મા. સારાંશ એજ કે यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता (૬ નો ૧૯ મો.) એ સ્થિતિનો અનુભવ લેતો મને એકાંતમાં સ્વસ્થ રેહેવા દ્યો. એટલે મને મારૂં સર્વ પોહોંચ્યું. અને તેવો હું રહ્યા વિના यस्मिन् स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते (૬ નો ૨૨ મો.) એટલે જે સમાધિયોગમાં નિમગ્ન થયેલો મહાદુઃખપ્રસંગથી પણ ચલિત થતો નથી એ સ્થિતિનો મને અનુભવ પણ મળવાનો નથી. અને તેને લીધેજ ભગવન્, આપનું

પણ એમ બજાવિને કહેવું છે કે तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् । स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा (૬ ના ૨૩ મો.) એટલે યોગ એ સંજ્ઞા આજ સ્થિતિને છે કે, જેમાં દુઃખનો સંકર્પ હોતો નથી એનું નામ યોગ; દૃઢ નિશ્ચયથી, મનને કંટાળો ન આવવા દેતાં, વિરક્તચિત્તથી એ સમાધિયોગનો અભ્યાસ કરવોજ જોઇએ. એ આપની તાકિદ છે. તો હવે ભગવન્, એ શુષ્ક કર્મયોગની ખાડમાં મને નાંખો મા. એજ બારંવાર હું માંગુ છું. ભગવન્, અધિકારપરત્વે સાધનભેદ હોવાનો, એ તો ખુલ્લુંજ છે. હું પોતે પોતાની જાતનો અધિકાર અને અવસ્થા એમનો વિચાર કરીને એમ કહું છું કે, મને આપે જે આત્મજ્ઞાનની દિશા દેખાડેલી, તેના અનુસારે હું જ્ઞાનનિષ્ઠાનો અધિકારી ઠરૂં છું. અર્થાત્ હમણા મારે પ્રસ્તુત આ સ્થૂલ તથા અતિરાજસ કર્મયોગનો ત્યાગ કરિને જ્ઞાનાભ્યાસમાંજ વિશેષતઃ નિમગ્ન થવું જોઇએ. આપનું પણ એમજ કહેવું છે કે, तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ( ૫ ના ૧૭ મો. ) અપુનરાવૃત્તિ એટલે મોક્ષ જો જોઇએ છે તો જ્ઞાનવડે નિષ્પાપ થવું જોઇએ. તે જ્ઞાન જો જોઇએ છે તો તત્પરાયણ, તન્નિષ્ઠ, તદેક વિષયાકાર અને તદ્રૂપ થવાનો માર્ગ પકડવો જોઇએ. તાત્પર્ય એજકે, પ્રસ્તુત શ્લોકાર્થ ઉપર દૃષ્ટિ આપતાં કોઇપણ ખરા મુમુક્ષુને જ્ઞાનાભ્યાસ વિના અન્ય કોઇપણ સાધનમાં લક્ષ આપવાને ફુરસદજ નથી. ભલે તે રહો. ઉપાસનાની દૃષ્ટિએ જોતાં તો મારે ઉપાસનાતત્પર હોવુંજ જોઇએ. અર્થાત્ ઉપાસનાપરાયણ રહેનારને પણ કર્મ સંન્યાસ વિહિત છે. એટલે ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः । अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ( ૧૨ ના ૬ ઠ્ઠો.) આ વાકયવડે તો અનન્ય યોગથી ધ્યાનૈકપ્રધાન થઇને ઈશ્વરની ઉપાસના કરનારા જે હોય છે, તેમણે ઇતર સર્વ કર્મો ઇશ્વરમાં સંન્યસ્ત કરિને ધ્યાનાદિરૂપ ઉપાસનૈકનિષ્ઠ હોવું જોઇએ, એમ સ્પષ્ટ જણાવેલું છે. તે એમ હોવાથી ઉકત ધ્યાનપરાયણતાએ ઇશ્વરપદે સમાધિસ્થિતિ સાધવી શકય નહી હોય

તો અભ્યાસ કરવો એટલે તે પ્રાપ્ત થાય છે. ધ્યાનાદિ-અભ્યાસમાં ચિત્ત લાગવાની શકયતા નહી હોય તો કર્મયોગનિષ્ઠ થવું, એમ (૧૨ માના ૯, ૧૦ અને ૧૧ મા) એ વાકયોથી આપે ઘણીજ છૂટ આપેલી છે. તેથી મારા જેવા વિરકત ચિત્તના સાધકને પ્રસ્તુત ધ્યાનાદિ ઉપાસનામાર્ગજ વિશેષતઃ વિહિત હોવો જોઇએ; અને એમ હોવાથી તેજ હવે હું પકડવાનો મારે યુદ્ધકર્મમાં લક્ષ આપવું એટલું મહત્ત્વનું તેમાં કાંઇપણ નથી, એમ હું સમજું છું હવે મારા જેવાએ યુદ્ધાદિરુપ કર્મમાં લક્ષ આપવું એ કોઇપણ પ્રકારે સયુકિતક દેખાતું નથી. ભગવન્, સર્વ સાધનોનો ઉપયોગ આત્મદર્શન થઇને મોક્ષરૂપ પરમધ્યેય સિદ્ધ થાય એ છે. તે સાધનોમાં અધિકાર પરત્વે ભેદ છે. તેને લીધે વર્ગીકરણ પણ આવશ્યક છે. ને તે પણ આપે કરેલુંજ છે. અર્થાત્ કોઇ ધ્યાનનો અભ્યાસ કરે છે, કોઇ પ્રકૃતિપુરૂષવિવેકનો અભ્યાસ કરે છે, અને કોઈ કર્મયોગ કરે છે.એમ આપેજ (૧૩ માનો ૨૪ મો.) એ સ્થળે સ્પષ્ટ કહેલું છે. સારાંશ એજ કે, જે પુરૂષ જે સાધનનો અધિકારી હશે, તે પુરૂષ તે વર્ગમાં તે સાધન કરતો રહેશે. મારી દૃષ્ટિએ મારો અધિકાર ધ્યાનયોગ તથા વિવેકયોગ એ બંને વિષે છે. પ્રસ્તુત કર્મયોગનો અધિકારી હું નથીજ. આ વિના ભગવન્, બીજી પણ એક વાત માટે આપે મને સારી પેઠે ચેતાવેલો છે. તે યાદ આવતાં આ યુદ્ધ જેવી ધામધૂમથી ખરા મુમુક્ષુસાધકે તો ઘણુંજ આઘું રહેવું જોઇએ. તે વાત એ કે, અંતકાળની ભાવના પ્રમાણે ભાવી જન્મ થાય છે. એ એક જંગી નિયમ છે. એનો પણ વિચાર કરીએ તો મનુષ્યે ઘણુંજ સાવધ રહેવું જોઇએ. અર્થાત્ હમણા મળેલો જન્મ ભુંડો હશે તો ભાવી જન્મ સારો મળે એવી યોજના અગાઉ આપણાથી થઈ શકે છે. એ કાંઈ નાનીસુની વાત નથી. તેમજ હમણાનો જન્મ સારો હશે તોપણ આપણે આપણી મનોભાવના અને આચરણસરણી ઉદાત્ત અને પવિત્ર રાખવા સારૂ સાવધ અને સપ્રયત્ન રહિશું નહી, તો ભાવી જન્મ સારોજ મળશે એવો પણ કોઇ નિયમ

માની શકાતો નથી. ઉત્ક્રાંતિવાદિ ચાહે તે ભલે બકે. જડભરત જેવો મહાત્મા હરણને લાડ લડાવવાથી હરણદેહ પામ્યો. પરમેશ્વરકૃપા તેથી તેને પૂર્વજન્મનું સ્મરણ તો હતું. પરંતુ પશુયોનીમાં જન્મ લેવો પડયો. એટલુંજ નહી તો પત્થર પણ થઈ પડવું પડે છે. એવી કથા આંખ આગળ છે. મુદ્દો એજ કે, અંતકાળે આપણી ભાવના સારી ઉદાત્ત હોવી જોઇએ. પરંતુ વિશિષ્ટ સાત્વિક મનોવૃત્તિ અને વિશિષ્ટ સાત્વિક આચારનિષ્ઠા અભ્યસ્ત હોવા વિના તે ભાવના તૈયાર કયાંથી હોય? તે આકસ્મિક રીતે આપણી આગળ ઉભી રહિને આ જીવને વરે એમ બનવાનુંજ નથી. એવી મોટી મહત્ત્વની વાત ભગવન, આપ મને કહો છો તે મારા લક્ષમાંથી કેમ ખશે? तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च (૮ માનો ૭ મો.) એમ આપ કહો છો, એટલે મેં યુદ્ધ કરવું એમ જો કે આપનું કેહેવું છે, તોપણ સર્વકાળ અખંડિતતાએ મેં ઇશ્વરનું સ્મરણ કરતાં રહેવું એ વાત પેહેલી તથા મુખ્ય છે એમ પણ આપ જણાવો છો. ભગવન્, અહિં આપની આજ્ઞા તો બેવડી છે. અત્યાર સુધી આપની એકજ મુખ્ય આજ્ઞા હતી કે, 'યુદ્ધ કર.' પરંતુ હમણા તો આપ ઇશ્વરના સ્મરણ માટે પણ આજ્ઞા કરો છો; તે શા સારૂ કરો છો એ મારા પૂર્ણ લક્ષમાં આવ્યું છે. આપનો મુદ્દો એજ કે, કદાચ યુદ્ધમાં મરાયો તો શું લેવું, બેટો કયાંય રખડશે! શી ગતિ થશે! અંતકાળે જે કોઇ ભાવના ઉભિ રહેશે તેવું એને થવું પડશે, તેથી નામસ્મરણની એ માત્રા સેવન કરવાથી અંતકાળની ભાવના વિષયક દેહશત તો ન રાખવી પડે. થનારી ભાવના તો ભગવદ્વિષયકજ થશે; અને ત્યારપછી સદ્ગતિ તો આગળ ઉભીજ છે. ભગવન્! પરંતુ રણમાં ઠાર થઈશ તો હું નિસંશય સ્વર્ગે જવાનો? યુદ્ધ એ તો ઉઘાડું થયેલું સ્વર્ગદ્વાર છે. તોપછી રણમાં અંતકાલ સંબંધે આપને એટલોબધો નામસ્મરણાદિરૂપ બંદોબસ્ત શા માટે જોઇએ? જે અર્થે નામસ્મરણ જેવા તાત્વિક ઉપાયની યોજના આપ કરવા ઇચ્છો છો, તે અર્થે રણમાં

મરનારને સ્વર્ગ મળે છે, એ બોલવું કેવળ યુદ્ધાર્થે સૈનિકોને ઉશ્કેરીને સજ્જ કરવા માટેજ હશે એવી કલ્પના ઉભી થાય છે. અર્થાત્ રણમાં કેસરિયાં કરીને તુટી પડનારા સૈનિકોને મુખે તથા હૃદયમાં 'મારો, કાપો, ઠોકો, ઉડાવો એ મંત્રઘોષ, અને અંતર્યામમાં શત્રુમૂર્તિની તીવ્ર ભાવના એવી એ સંગ્રામી ઉપાસના, એવી એ રણયજ્ઞક્રિયા ! ભગવન્, ધારાતીર્થ ઉપરના ધૂલિમય શોણિતસિંધૂમાં સુસ્નાત થઇને મહાઘોર છેલ્લી નિદ્રા લાગતા સ્વર્ગની તે શી મોટમ જણાય! ભગવન્, ખરૂંજ કહેજો, રણયજ્ઞમાં જેમણે પોતાના દેહની આહુતિ આપવાનો સંકલ્પ કર્યો, તેમને સ્વર્ગીય સુલક્ષણ દિવ્યતનુ ખરેખર કેમ મળે ? એમાં મરનારાની અંતકાળની કઈ ભાવના સહજ ઉદિત હોય ! એની અટકળ હવે કોઇ-પણ કરી શકે છે. ભગવન્, હું સ્પષ્ટ ચોખ્ખું કહું છું કે, દહીં ખાઉં મહી ખાઉં એવો પ્રકાર જોઇતો નથી. હું એવો પંચહથિયારી નથી. આપના નામસ્મરણનો અખંડ સર્વકાળ પ્રવાહ ચાલુ રાખવો, અને અહિં સંરંભથી યુદ્ધ પણ કરવું, એવો દુરંગી દેખાવ મને કરતાં આવડે નહી. એના કરતાં દિલ ખોલીને ચોખ્ખી આજ્ઞા મને કરો કે, 'અર્જુન, ચાહે તે થાઓ. તું હમણા યુદ્ધને માટે તયાર થા' એટલે બસ છે, હું યુદ્ધને માટે તૈયાર થાઉં છુ. પરંતુ એવી સ્પષ્ટ આજ્ઞા આપ કરતા નથી. તેમાં આપને પણ સંકોચ જણાતો હશે, એમ દેખાય છે. એ તો ઉઘાડુંજ છે. યુદ્ધ માટે ઉપપત્તિ કહિને न योत्स्ये ( ૨ નો ૨૯ મો. ) એ અર્જુનનો વાદ છેકી કાઢીને તેની ખાત્રી કરી આપીશું એટલે એ અર્જુન સહેજે વાદમાં હાર પામીને યુદ્ધને માટે તૈયાર થશે, એ ગુરૂત્વને ઇભ્રત રાખવી જોઇએ, આ તો મનમાં ગાંઠ વાળીને આપ બેઠા છો. એ પણ યોગ્ય છે. કારણ કે, આજ્ઞા કરીને સેવામાં લગાડવું એમાં શિષ્યને જુલમ જણાય, તે મનમાં કુજબુજ કરેજ; ને કહેવાનો, મારી શંકા, સંશય ન તૂટે, એમ કર ને તેમ કર, એવી સેવાની આજ્ઞા હિક્કત વિના ગુરૂએ કરવી, તે એણે કષ્ટે અને નિરૂપાયે માનવી, એ કાંઇ ઠીક નથી, એમ આપનું મન

કહેતું હશે ? તો પછી હું સ્પષ્ટજ કહું છું કે, યુદ્ધ વિષેની ઉપપત્તિ ખરેખર મને પટતી નથી. તથાપિ એ ઉપપત્તિની લટપટપંચી શું કરવા જોઇએ ? આપ ગુરૂ છો તેથી હું યુદ્ધને માટે તૈયાર થાઉં છું એટલે થયું ! અંતકાળની ભાવના સંબંધે જે વાત આપે મને કહી તે ચોખ્ખી ચોકસ છે. તેના વડે મને આપે જાગૃત કર્યો. આ આપના ઉપકારમાંથી હું છુટો કેમ થાઉં તેની મને ખબર પડતી નથી. એમ હોવાથી હવે હું એમ એકવાર ચોખ્ખું સ્પષ્ટજ કહું છું કે, હું કાંઈ યુદ્ધ કરવાનો નથી. હું તો અખંડ પરમેશ્વરનામસ્મરણનો અભ્યાસ કરતો રહેવાનો. અંતકાળે પરમેશ્વરવિષયક તો ભાવના ઉભિ રહે, એમ હું મનમાં ધારૂં છું. હમણાં આ એક જન્મ આપણે એજ વ્યાસંગ કરવો, એટલે ભાવનાનુસારે જન્મ તો મળશે. અર્થાત્ પોતાનું ભાવીમાં શું થવું જોઇએ એ આ વાસનાના તત્ત્વ ઉપરથી મનુષ્યે બરોબર નિશ્ચિત કરીને તે પ્રમાણે સાધી લેવાનું તો આ મનુષ્યને સ્વાધીન છે. આત્મજ્ઞાન તો સમ્યક્ અનુભવાતાં કાંઇપણ ચિંતા રહેતી નથી. પરંતુ તે તેવું ન થાય તો બધો ઢગલો ધૂળમાં, ને એ સુલભ તરણોપાય કરવો એ આ મનુષ્યના સ્વાધીનમાં તો છે, એ શું થોડું છે. ભગવન્ મારૂં કામ થયું. મારૂં હિત શું છે, શામાં છે, તે બરોબર હવે હું મારૂં સમજું છું. હવે હું સીધો બદ્રિનારાયણનો માર્ગ પકડવાનો.' એટલું બોલે છે ત્યાંહ વળી બીજી એક વાત તેને યાદ આવી અને તેના મનમાં આવ્યું કે, તે પણ ભગવાનને કહી દેવી, એટલે તેમની કોઇપણ ઉપપત્તિ કિંવા કોટી આપણી પાસે બાકીમાં નથી, એમ થશે. આ શબ્દ તે પોતાના મનમાં બોલ્યો, અને ત્યાર પછી મોઢથી સ્પષ્ટ બોલ્યો કે, 'વિશ્વરૂપદર્શનને લીધે પણ એ અર્જુન યુદ્ધને માટે કબૂલ નથી. ભગવન્, તે વિશ્વરૂપના આવિર્ભાવમાં આપ મને એમ બોલ્યા કે, ' અર્જુન, શત્રુને જીતી વિજયી થા. ઐશ્વર્યસંપન્ન રાજ્યનો ભોગ લે, યુદ્ધ કર, ઉઠ. આ જો, ભીષ્મદ્રોણાદિક મહાવીર અને ઇતર સર્વ, એમને મેંજ પહેલા કંચારનાએ ઠાર કરી મુકેલા છે. તું કેવળ

હમણા નિમિત્ત માત્ર આગળ થા.' ભગવન્! આ આપના ઉદ્ગાર લક્ષમાં લઇએ એટલે 'પરમેશ્વર ભક્તૈકપક્ષપાતી છે' એમ જે કહે છે તેની ખાત્રી મને અહિં બરોબર પટી. અર્થાત પ્રસ્તુત યુદ્ધમાં મારૂં કેમ થશે, શું થશે, એ ચિંતા લેશ માત્ર પણ મને હવે રહી નથી. હવે મારે મુંગે મોઢે યુદ્ધને માટે ઉભું રેહેવું જોઇએ એમ કોઇપણ કહેશે. પરંતુ મને તો યુદ્ધ કરવા સંબંધે એમાં સયુક્તતા જણાતી નથી. કારણ કે જે વિશ્વરૂપનું દર્શન થવું અત્યંત કઠણ છે, ઇંદ્રાદિક દેવોને પણ જે વિશ્વરૂપના દર્શનની અપેક્ષા નિત્ય જણાય છે, જેનું દર્શન પુષ્કળ વેદાધ્યયનથી કિંવા તપથી અથવા યજ્ઞયાગથી પણ થવું શકય નથી, કેવળ એક અનન્યભક્તિથીજ જેનું આ એવું દર્શન થવું શકય છે, તે અનન્યભક્તિ એટલે મારે પ્રસ્તુત યુદ્ધ કરવું એજ કે તેનું સ્વરૂપ! તોપણ આપ કહો છો કે 'જે નિર્વૈર થયો તે મારા પદને પામે છે (૧૧ નો ૫૫ મો.)' એ જો ખરૂં છે તો પછી પ્રસ્તુત યુદ્ધ કરવું એ તદ્દન ચોખ્ખું નિર્વૈરજ છે કે? ભગવન્ યુદ્ધ વિષેની ઉપપતિ એમાં કેવી તે આપજ જાણો; બીજા કોઇને પણ તે પટતી હોય તો ભલે પટો, મને તો પટતીજ નથી. આ વિશ્વરૂપદર્શનના આનંદ આગળ યુદ્ધ કોને સુઝે! અને તેની અનન્યઉપાસનાના પ્રેમને કયો અરસિક ખોઇ બેસે તે ખબર પડતી નથી, વળી, 'મને તે વિજય જોઇતો નથી, રાજ્ય જોઇતું નથી, ત્રૈલોકય પણ જોઇતું નથી (૧ નો ૩૨ મો.) એમ મેં આપને ચોખ્ખું જણાવ્યા છતાં અમસ્થા મારા ગળામાં તે પથરો કેમ વળગાડો છો? મને તે ઐશ્વર્ય જોઇતું નથી, તેથી, હું યુદ્ધ કરતો નથી, તો પછી યુદ્ધનો આટલો ભારે આગ્રહ કેમ કરો છો? ભગવન્, વળી એક વાત પુછું છું, ક્ષમા રાખશો. યુદ્ધનો પ્રસંગ શત્રુપક્ષને અને અમોને સાધારણ છે. ત્યારે યુદ્ધમાં જેને વિજય મળશે તે પૃથ્વીનો રાજા થશે. મરશે તેને સ્વર્ગ મળશે એવી રીતે લાભના વાટા થવાના હોય, તો પછી અમો આજ સુધી સહિ-

ષ્ણુતાથી વર્ત્યા એની અમોને બક્ષિસ શું ? અને શત્રુપક્ષ અન્યાયે વર્ત્યો એ માટે તેમને દંડ શો ? એનો કાંઇપણ વિચાર કહેતા હો તે જુવો. નહી તો ભલે પડયો રહેવા દ્યો, પરતું હજી પણ પ્રસ્તુત યુદ્ધ મારે શા સારૂ કરવું તેની ઉપપત્તિ મને પટી નથી. આપે મને પોતાના પરમેશ્વરી વિશ્વરૂપનું દર્શન આપ્યું, તે જોઇને હું ચકિત થઇ ગયો. આપ ઇશ્વર છો એ મારા પ્રત્યયમાં પૂર્ણપણે આવ્યું; અને મને તેની સાથેજ એમ પણ જણાવવા લાગ્યું હતું કે, મારી પાછળ પડેલો એ યુદ્ધનો જંદ જ્યાંહ ત્યાંહથી શાંત થયો ! કારણ કે, આપના તે ભયંકર કાલરૂપ અનંતમુખમાં તે દુર્યોધનાદિક દુર્જન તે ભીષ્મ, દ્રોણ, ઈત્યાદિક સર્વ માહાવીર ચટ્ કરતા કે ગટ્ થઇ ગયેલા. તેમના મસ્તકોનું કચ્ચર થઇ રહેલું છે તેથી હવે યુદ્ધ એવું કોઇપણ પક્ષને દગદગ લેશ માત્ર પણ રહી નથી, એમ મને જણાયું, અને હું આશ્ચર્યથી ચકિત થઇને સાવ સ્તબ્ધ થઇ ગયો. પરંતુ ભગવન્, આપના તરફ જોતાં તો ‘ એ અર્જુન, ઉઠ, યુદ્ધ કર ’ એ આપનો ઘોષ કાયમજ છે ! કહેવત છે કે ‘ મનમાં વસે તેજ સ્વપ્ને દેખે;’ તેવીજ આપની સ્થિતિ થયેલી છે. હું તો એમ ધારતો હતો કે, આ જગદ્વ્યાલ વિશ્વરૂપના સંરંભમાં યુદ્ધ કેવું અને કાંઇપણ કેવું ! ત્યાંહ કોને કોની દાદ ! પરંતુ ‘ મારે, યુદ્ધ કરવું ’ એ સંકલ્પનો આપને તો ભારેજ ધ્યાસ લાગી રહેલો દેખાય છે ! નહી તો તેવા તે એન આવિર્ભાવના જુસ્સામાં ‘ અર્જુન, ઉઠ, યુદ્ધ કર’ આ વાકય કયાંથી સ્ફુરે ! વસ્તુતઃ યુદ્ધનું કામ તો હવે પતી ગયું, તેનું ભાન પણ આપને તે આવેશમાં રહેવું ન જોઇએ, આ ઉપરથી એમ લાગે છે કે, ધ્યાસનું એ ઘણુંજ મોટું ચમત્કારિક પરિણામ છે કે, આપના જેવાના ઉપર પણ તેનો અમલ ચઢી બેસે છે ! જો એમ છે તો પછી જેમાં ‘ મારીશ, ચીરીશ ’ એવા ઉછાળા ઉપર ઉછાળા આવવાના તે યુદ્ધમાં મારે આપનું કોઈપણ વખતે ન અભ્યાસેલું નામ સ્મરણ અંતર્યામમાં અખંડ કરવું, મારાથી તે થવું એ

આશા પણ મારે કેમ રાખવી! ભગવન્, ભલે તે રહો, જે વિશ્વરૂપનું દર્શન એક અનન્યભક્તિથીજ લભ્ય છે, એમ આપ કહો છો, તો એવી મેં આપની અનન્યભક્તિ કયારે કાંઈપણ કરી તે મને ખબર નથી. પરંતુ આપ તો મારી ભક્તિ કરો છો, એમ જણાય છે; અને તેને લીધેજ એ વિશ્વરૂપદર્શનનો તદ્દન મફતીયો લાભ મને આપ્યો. મારી આપને પૂરેપૂરી ઘેલછા વળગેલી દેખાય છે. તે ઘેલછાની લ્હેરમાં પોતાનું વિશ્વરૂપ પણ દેખાડવા ચાલ્યા, નહી તો હું અર્જુન તે કયા ઝાડનું પત્તુ! આપને યુદ્ધ એ કઃપદાર્થઃ! તથાપિ તે મારે કરવું, એટલા સારૂ મને વિશ્વરૂપદર્શનનું દાન આપ્યું! અને તેના ઉપર યુદ્ધવિજયની, રાજ્ય-ભોગની દક્ષિણા પણ આપો છો. પરંતુ અહીં હું હવે એટલુંજ કહું છું કે, તે મળેલું દાન મને હજો. પરંતુ 'મારે યુદ્ધ કરવું' એ મિષ તો આપના પેટમાં ન હજો. એટલે તે આપે આપેલું દાન શુદ્ધ સાત્વિક, તદ્દન નિષ્કામ એવુંજ ઠરશે. ભગવન્, એ ગોરવનું ભાષણ ઘણું થયું. પરંતુ એમાં બીજો પણ એક અંશ છે, તે એવો કે, ખરેખર આપ ઈશ્વર! આપે ભ્રૂભંગ કરવાથી જ્યાંહ જગત્‌નો સંહાર થાય છે, ત્યાંહ મારા જેવા ક્ષુદ્ર નિમિત્તરૂપસાધનનો સંગ્રહ આપને શા માટે અપેક્ષિત જણાવવો! હવે મારી દૃષ્ટિએ જોતાં, આ યુદ્ધમાં નિમિત્ત માત્ર જેટલીજ જો મારી કિંમત છે, તો પછી એવી તુચ્છ કિંમતના લોભે મારે શા માટે યુદ્ધાર્થે ઉભું થવું? અને મારા ઉદાત્ત ધ્યેયનો ત્યાગ શા સારૂ કરવો! અર્થાત્ એ દૃષ્ટિએ યુદ્ધમાં મળનારો જય તે મારી કુણીયે ગોળ ચોપડો છો; તેનાથી આ ધીરોદાત્ત અર્જુનને કેમ લલચાવું! વળી, આપ ઇશ્વર છો! એ દૃષ્ટિએ મારે હાથે જે કૃત્ય આપ કરવા ઇચ્છો છો, તેજ એક ઘાસની સળી પાસેથી પણ આપ સુસિદ્ધ કરાવવા સમર્થ છો, એમાં મને સંશય નથી. તે એમ જો છે, તો પછી પોતાનો ઉદ્દેશ મારા વિના પણ સિદ્ધ થવા જેવો છતાં ત્યાંહ આ રોતલને શું કરવા અમસ્થો આડો દો છો? મારી

સમજણ પ્રમાણે મને મારી ઉદાત્તધ્યેયની નિષ્ઠામાંજ સ્વસ્થ રહેવા દોની ! અર્થાત્ યુદ્ધ કરનારો યોદ્ધો તે હું; વિજય મેળવનારો તે હું; એ પ્રતિષ્ઠા હું કોની આગળ કહું ? સાધારણ જગત્‌ને એટલી પારખ તો સહજ હોવાની કે, આ સર્વ ભગવાનનું કૃત્ય છે. ભીષ્મ દ્રોણની આગળ અર્જુનની શી બિસાદ છે ! એમ જગત્ તો કહેવાનુંજ. એમ હોવાથી ખરેખરજ તેમાં મારા ભાગમાં તેવો કોઇપણ ખરી પ્રતિષ્ઠાનો લાભ જો નથી, તો પછી આ યુદ્ધમાં મારે મન નાંખવું એ વાત સર્વથા ઉપપત્તિરહિત છે.' એમ કહીને તે ચુપ થઇ બેઠો. તોપણ મનમાં ને મનમાં તે કાંઇક બોલેજ છે, તે પણ સાંભળીએ. તે કહે છે કેઃ—

ભગવાને મને પ્રથમ પોતાના બ્રહ્મતત્ત્વજ્ઞાનની ઓળખણ કરી આપી. હમણા વિશ્વરૂપદર્શન માટે મેં પ્રાર્થના કરી, તે પણ તેમણે તત્કાલ પૂર્ણ કરી, અને મને કૃતાર્થ કર્યો. પરંતુ આ સર્વ તેમની ખટપટ 'મારે યુદ્ધ કરવા સિદ્ધ થવું' એટલાજ માટે છે, એમ જોકે મને એક પ્રકારે લાગે છે, તોપણ 'યુદ્ધ કરીશ તોજ આત્મજ્ઞાન હું કહું, યુદ્ધ કરીશ તોજ વિશ્વરૂપદર્શન કરાવું', એવી સરત ઠરેલી નથી. વળી આ તેમના કૃત્યથી તો મને એક પ્રકારનો મોહજ લાગે છે. એટલે પ્રસ્તુત યુદ્ધ કરવું ઉચિત નથી, એ જે ઉદાત્તવ્રત હું કરવા ઇચ્છું છુ તે સંબંધે મારૂં સત્ત્વ કેટલું છે તે જેવું, તે મિષે આ ભગવાન્ એવા મોટામોટા પ્રસાદના અર્પણથી મને ભમાવતા તો નથી ને ! અથવા ખરેખરજ મારે યુદ્ધ કરવું એ માટે મારૂં મન વળે એ શુદ્ધ હેતુથીજ મને એ એવા મોટામોટા લાભ આપે છે ? જે હાય તે ખરૂં, મને તો આવખતે એમ થયું છે કે, ભગવાનના હૃદયનો કાંઇપણ પત્તો જડતો નથી. તથાપિ અંતે જે થવાનું હશે તે ભલે થાઓ. હમણા તો ભગવાન્ પોતાના ઉપદેશનો છેડો કેવો આણે છે તે જોઇએ, ત્યાર પછી તેના અનુસારે ભાવિકર્તવ્યનું ધોરણ બાંધી લઇશું. તેમણે

કરેલાં આ બે સુદુર્લભ તથા અપૂર્વપ્રસાદ માટે તો હું તેમનો અખંડ ઋણી થયેલો છું. તે સંબંધથી જો મારે યુદ્ધ કરવું એવો પ્રસંગ આવે તો માત્ર ચૂપચાપ મને તે કબૂલ કરવોજ પડે. તેમાં પણ તેમણે બ્રહ્માત્મતત્ત્વજ્ઞાનનો જે પ્રકાશ મને કરી આપ્યો છે, તેની મહત્તા તો કાંઇ ઓરજ હોવી જોઇએ એમ લાગે છે. અર્થાત્ બ્રહ્મજ્ઞાનની આગળ વિશ્વરૂપદર્શનની કાંઇપણ પ્રતિષ્ઠા નથી. એટલે આ બ્રહ્મજ્ઞાનરૂપપ્રકાશથી જોવા જતાં, સર્વજ બ્રહ્મ, સર્વજ આત્મા; હવે એ નાના ભેદમય જગત્ એવું જાતે કાંઇપણ વસ્તુ છેજ નહી; એવી સ્થિતિ છે. અર્થાત્ આ બ્રહ્માત્મતત્ત્વજ્ઞાનના પ્રકાશ આગળ વિશ્વરૂપદર્શનનો લાભ પણ તેટલોજ મહત્ત્વનો છે એમ કહિ શકાય નહી. કારણ કે એ (વિશ્વરૂપદર્શનનો) લાભ ચાહે તેટલો મહત્ત્વનો હોય તોપણ, તેના દર્શનથી આ અનંત જગત્ મિથ્યા છે, પોતે તે કાંઇપણ વસ્તુજ નથી, એવી પ્રતીતિ થતી નથી. ઇશ્વરનો અગાધ મહિમા માત્ર દેખાઇ આવે છે. જગત્ અને જીવ એમના ઉપર તેની નિત્ય સત્તા છે, ઈત્યાદિ સર્વ અલૌકિક ઇશ્વરીય મહિમા જણાઇ આવે છે, એ ખરૂં છે. પરંતુ આ બિચારા જીવ એ જગજ્જંજાળમાંથી છૂટયા છે, એવો પ્રકાર કાંઇ તેમાં પ્રતીત થતો નથી. ઈશ્વર પોતાના ઇશ્વરીયરૂપે પ્રસન્ન થશે તો પોતાનું ઇશ્વિરીય સામર્થ્ય જગન્નિયંતૃત્વ ઈત્યાદિ પ્રકાર પટાવી દેશે. પરંતુ તે સદ્ગુરૂરૂપે પ્રસન્ન થશે તો બિચારા જીવના કપાળની બંધમોક્ષવિવંચના તો અવિચ્છિન્ન દૂર કરે છે. અર્થાત્ ઇશ્વર પોતાની અનંતશકિતથી અનંતબ્રહ્માંડની ધમાલ ચલાવે છે, તોપણ તે સર્વ મિથ્યાજ છે, સ્વપ્નવત્ ભાસ માત્રજ તે છે, એવો પ્રત્યય ભગવાન્ શ્રીગુરૂરૂપેજ પ્રકટ થઇને આપે છે! તે અર્થે વિશ્વરૂપદર્શનની ઈચ્છા કરતાં બ્રહ્માત્મૈકયદર્શનનીજ ઈચ્છા આ જીવોને હોવી જોઇએ અને તેને માટેજ મુખ્ય પ્રયાસ હોવો જોઇએ. વિશ્વરૂપદર્શન માટે આ જીવોનું અંતઃકરણ તણાવવુંજ જોઇએ એવી આવશ્યકતા નથી. મારા ભાગ્યવશાત્ આ શ્રીકૃષ્ણ ભગવાને

મને તે વિશ્વરૂપદર્શન આપ્યું એ પ્રકાર તદ્દન જુદો છે. પરંતુ તેનો મુખ્ય પરમાર્થની સાથે તેવો કાંઈપણ વાસ્તવિક સંબંધ દેખાતો નથી. તથાપિ મારા એ શ્રીગુરૂરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ તે આદિ નારાયણનો પૂર્ણ અવતાર છે એ રહસ્યની મને ખાત્રી થવામાં આ વિશ્વરૂપદર્શનનો ઉપયોગ થયો. તેને લીધે એ વિશ્વરૂપદર્શન તે મને એક અપૂર્વ લાભ જણાય, એ મારી દૃષ્ટિએ મારા પુરતુંજ યોગ્ય છે. તોપણ પ્રત્યેક મુમુક્ષુને તેની અપૂર્વતા જણાશે તથા જણાવવીજ જોઇએ, એમ કાંઈ નથી. એટલે ઉપાસના પણ ભિન્ન ભિન્ન હોય છે. જેને જેવી રૂચી તેવી તેની ઉપાસના; આ દૃષ્ટિએ પ્રત્યેકને વિશ્વરૂપનીજ ઉપાસના આવશ્યક છે એમ કાંઇ કહી શકાય નહી. તત્ત્વજીજ્ઞાસુ મુમુક્ષુને તો એની સાથે કાંઈપણ કર્તવ્ય નથી. તેને શ્રીગુરૂની પ્રાપ્તિ થવી જોઇએ. તેઓ સ્વાનુભવે પરબ્રહ્મસ્વરૂપ છે. ઈશ્વરને તો મિથ્યા માયાનો સ્વીકાર કરવો પડે છે, અને શ્રીગુરૂ તો તેનું મિથ્યાત્વ ઠરાવીને અને પ્રતીતિમાં આણીને તેના સત્યત્વના દુરાગ્રહમાંથી છોડાવે છે. અર્થાત્ મને તેનું મિથ્યાત્વ અટકળમાં આવેલું છતાં, એટલુંજ નહી તો પ્રતીત છતાં હવે એ અવતારી ઇશ્વર પોતાના વિશ્વરૂપાકાર અલૌકીક સામર્થ્યની ભુરકી ભભરાવી મારા ઉપર પોતાની માયા ફેલાવી આ યુદ્ધના પાશમાં ફરીથી ભરાવવા તાકે છે, એમજ જણાય છે. તથાપિ આ વખતે આપણે તેમને ગાંઠીએ નહી તોજ આપણા એ બ્રહ્મજ્ઞાનનો પ્રભાવ વિશેષ છે એ સિદ્ધ થશે. ને એમ હોવાથી મારે યુદ્ધ કરવું એટલાજ ઉદ્દેશે જો કે ભગવાને મને આ વિશ્વરૂપદર્શન કરાવ્યું હશે, તોપણ મારે યુદ્ધ કરવું એ વાતની ઉપપત્તિ વિશ્વરૂપદર્શનથી થતી નથી, એમ હું સ્પષ્ટ કહેવાનો. એટલે મને વિશ્વરૂપનું દર્શન થયું છે માટે મારે યુદ્ધ કરવું એ બે વાત માંહેલો કાર્યકારણભાવ મને તો પટતોજ નથી,' એમ આ અર્જુને પોતાના મનમાં સર્વ વિચાર બોલીને તે હવે પ્રત્યક્ષ ભગવાનની સાથે બીજીજ એક વાત બોલે છે તે આપણે સાંભળીએ.

અર્જુન કહે છે, 'ભગવન્! જે સ્વજનોનો પ્રસ્તુત યુદ્ધને લીધે અમારા નિમિત્તે સંહાર થવો ન જોઇએ, જે ગુરૂજનોનું આ યુદ્ધનિમિત્તે અતિક્રમણ કર્યાનો દોષ અમને લાગે નહી એટલા માટે સ્વજનવિષયક લાગણી અને ગુરૂજનવિષયક આદર એ બે વૃત્તિથી જે હું અભિવ્યાપ્ત થયેલો છું, તે મને પ્રત્યક્ષ તેમનો કચ્ચરઘાણ આપે વાળ્યો છે એમ મારી આંખે જોવા આપે લગાડયો, ત્યારે એમાં મને કેમ લાગતું હશે, એની આપને કાંઇપણ કલ્પના છે કે? આપ ઇશ્વર છો, આપ કાળરૂપ છો, એ સર્વ મને કબૂલ છે. તથાપિ હમણા યુદ્ધ કરવામાં શો વિશેષ છે, તે મને કાંઇપણ જણાતું નથી. તે અર્થે હમણા તો તે કૌરવોને સદ્બુદ્ધિ સમર્પણ પૂર્વક જીવદાન આપો અને અમો સર્વેનું ઐકય થયાનો આનંદ દિવસ મારી આંખને જોવા દ્યો. તોજ આ અર્જુનનું હમણા સમાધાન રહેશે. જે આપે મને વિશ્વરૂપ દેખાડયું અને મારા શત્રુઓનો નાશ થયો છે. એમ જે આપે મને દેખાડયું, તે આપને આ દુર્યોધનાદિકોની બુદ્ધિ સન્માર્ગે વાળીને તેમનું અને અમારૂં ઐકય કરી આપવું કઠણ છે કે? મને તો એમ લાગે છે કે, એ સર્વ આપના હાથમાંજ છે. તો પછી તેમ કરો ને! એમ થશે તોજ આ અર્જુનને, આપના અઘટિતઘટના-કર્તૃત્વ માટે કૌતુક તથા પ્રેમ રહેશે. ભગવન્, મારૂં હૃદય વિદીર્ણ થાય છે. હું યુદ્ધ કરીશ એ આશા આપ સર્વથા છોડી મુકો'. એમ તે બોલ્યો. અહિં અગિયારમો આધ્યાય પુરો થયો. બાર, તેર, ચૌદ અને પંદર એ ચાર અધ્યાયમાં કર્મયોગ માટે કાંઇપણ વિશેષ કેહેવામાં આવેલુંજ નથી આગળ સોળમા અધ્યાયની અંતે માત્ર ભગવાન્ એકજવાર એમ બોલ્યા છે કે, 'શાસ્ત્રાજ્ઞા ઉલ્લંઘિને જે કોઇ સ્વેચ્છાથી વર્તન કરે છે, તેને ઈષ્ટિસિદ્ધિ થતી નથી, સુખ થતું નથી, ને મોક્ષ પણ મળતો નથી. એમ હોવાથી હે અર્જુન, કાર્યાકાર્ય વ્યવસ્થાની બાબદમાં તો શાસ્ત્રનેજ પ્રમાણ માનવું જોઇએ, અર્થાત્ શાસ્ત્રે આજ્ઞાપિત કર્મ લક્ષમાં લઇને તે કરવું એ યોગ્ય છે,' એમ કહી ભગવાને સોળમો અધ્યાય પણ પુરો

કર્યો. આ બોલવા માહેલી સર્વ રૂખ અર્જુનના લક્ષમાં તરતજ આવી ગઈ. અહિં 'અમુક તૂં કર' એમ જો કે ભગવાન્ બોલ્યા નથી, તો પણ તેમના મનમાહેલો અભિપ્રાય એજ છે કે, 'અર્જુન, જો ભાઇ, આ વખતે તેં આ યુદ્ધકર્મ કરવું એમજ તને શાસ્ત્ર કહે છે. હું કહું છું તેથી ભલે તૂં ચાહે તો માનીશ મા. પરંતુ શાસ્ત્રવિહિત જે કરવાનું છે તે છોડી મુકીને તું બીજુંજ કાંઇપણ કરવા ધારે છે, તો તેનાથી તને કાંઈપણ લાભ થવાનો નથી.' એ સર્વ અભિપ્રાય અર્જુનના લક્ષમાં આવ્યો. અહિં અર્જુન પોતાના મનમાં એમ કહે છે કે, 'ભગવાને એ ઈષારો આપવાનું કાંઇપણ કારણ નથી. હું તો શાસ્ત્રને સદ્ગુરૂ માનનારોજ છું. શાસ્ત્રસદ્ગુરૂ સર્વ કાંઇ કહે છે. તથાપિ પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે તથા અધિકાર પ્રમાણે અવસ્થાનુસારે તારતમ્ય જોઇનેજ શિષ્યે વર્તવાનું હોય છે. શાસ્ત્રસદ્ગુરૂવાકય ઉપર શ્રદ્ધા એટલે વિશ્વાસ જોઇએ એ વાત સર્વથા કબૂલ છે. તે શ્રદ્ધા તો સત્ત્વાનુસાર એટલે પ્રકૃતિના અનુસાર કિંવા સ્વભાવના અનુસાર અર્થાત્ અદૃષ્ટસંસ્કારયુક્ત અંતઃકરણાનુસાર હોવાની. થતી પ્રવૃત્તિ ઉપરથી તે (શ્રદ્ધા) ઓળખી શકાય છે. ક્ષત્રિયે યુદ્ધ કરવું એ ખરૂં, એટલે કાંઈ યુદ્ધજ કરતા નિરંતર રહેવું એવો અર્થ નથી. કાળ, તક જોઇને, અવસ્થા વિચાર કરીનેજ સર્વ કાંઈ કરવું જોઇએ. મનુષ્ય એ શ્રદ્ધાપ્રધાન છે. જે જે શ્રદ્ધાનો હોય છે, તે તત્સ્વરૂપજ હોય છે. એટલે જેની જેવી શ્રદ્ધા હોય છે. તેવો તે થઇ રહે છે. એ તો કોઈને પણ છૂટતુંજ નથી. હુમણા મારા અંતઃકરણની જે પ્રવૃત્તિ દેખાય છે તેના ઉપરથી જોતાં હું સત્ત્વપ્રધાનવૃત્તિનો છું, ને તેથીજ મને આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, સમાધિ–અભ્યાસ, ક્ષેત્રાક્ષેત્રવિવેક, ક્ષરાક્ષરાતીત પુરૂષોત્તમસ્વરૂપ વિચાર ઇત્યાદિ મહાન વિષયોનું નિરૂપણ આકલિત થયું. સ્થૂલકર્મયોગ જેમ શાસ્ત્રવિહિત છે, તેમજ આ ઉત્તરોત્તર સૂક્ષ્મસાધનવિચાર પણ શાસ્ત્રવિહિતજ છે. મારી શ્રદ્ધા અને અવસ્થા મને તે સ્થૂળકર્મયોગના પરાયણ થવા દેતી નથી,

એ મારૂં લક્ષણ મને બરાબર દેખાય છે. એમ હોવાથીજ કર્મયોગથી ઉપરત થઇને ભકિતનિષ્ઠ, ધ્યાનનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ એ ભૂમિકામાં મારે આરૂઢ થવું જોઇએ. એજ શાશ્વતઃ હમણા પ્રાપ્ત છે. સારાંશ એજ કે હું ખરેખરજ કાંઇ શાસ્ત્રાતિક્રમ કરૂં છું, અને તેને લીધે મને દોષ લાગે, મને ફળસિદ્ધિ થશે નહી, એ મને હમણા શંકા પણ રહેલી નથી. ભગવાન્ મને કર્મયોગમાં ઘોંચવા તાકે છે, એ સર્વ આપમતલબનો જ પ્રકાર છે. એ મારા લક્ષમાં બરાબર આવે છે. કાર્યાકાર્ય વ્યવસ્થા વિષે શાસ્ત્રજ પ્રમાણ માનવું જોઇએ, એ મને નાકબૂલ કયારે છે? અને શાસ્ત્રોક્ત વાત હું કરવા ઇચ્છતો નથી એવો પણ પ્રકાર કયારે છે, કે તેને લીધે ભગવાને મને ઇશારો આપવો જોઇતો હતો? ખરેખર એ ઇશારો આપમલતબનોજ છે. તેને લીધે એક દૃષ્ટિએ તે વ્યર્થજ છે. સર્વ સાધારણદૃષ્ટિએ તે ઈશારો સર્વકાળ આવશ્યક છે, તેથી તે મને પણ શિરસા માન્ય છે,' એમ મનમાં બોલીને તે ચૂપ બેઠો.

અર્જુનનું આ મનોગત ભાષણ અને તેની તે સર્વ અવસ્થા લક્ષમાં લેતાં ભગવાનને એમ જણાયું છે, 'હવે આ મારા હાથમાંથી છટકે છે. કારણકે, હમણા એને જ્ઞાન, ધ્યાન અને ભજન, એ વિના કાંઇપણ રૂચવાનું નથી, એ તો ખરૂંજ છે. એને તેનો સ્વાદ તથા મહત્તા અવગત થઇ ચુકી, અને ચટક પણ લાગી, તેથી તે તેમાં લંપટ થવાનો, એ ખુલ્લું છે. એ ચટક મેંજ તેને લગાડી તેમાં તેના તરફ કાંઇપણ દોષ નથી. એ સર્વ મારીજ ભૂલ છે, એમ કહેવામાં શી હરકત છે? મેં એને આત્મનિરૂપણ, બ્રહ્મનિરૂપણ, સમાધિનિરૂપણ ઈત્યાદિ અંતરંગ માંહિલા પરમરહસ્યની વાત શું કરવા કહેવી? મારા મનમાં એણે પ્રસ્તુત યુદ્ધ કરવું એજ એક વિશેષ હેતુ હતો, તો પછી એવી ઝીણી નાજુક વાતો મેં એની પાસે ઓચારવી જોઇતી નહોતી. પરંતુ એનો શોક જવા સારૂજ તે ઓચાર્યા વિના ચાલે તેમ નહોતું; તેથીજ મેં એક દૃષ્ટિએ તદન સરલ શુદ્ધભાવાર્થે એ સર્વ અંતરંગ

ઉઘાડું કર્યું. પણ તે તો સામું એના ઉદ્દેશાનુરૂપ એનાજ લાભનું નિવડયું. વસ્તુતઃ ઉપપત્તિથી એની ખાત્રી કરીને એને અંકિત કરી લેવાને હવે માર્ગ નથી. તેથી એણે પ્રશ્ન કરવાનીજ વાર, કે તરતજ ઉતાવળથી મેં વિશ્વરૂપદર્શન એને કરાવ્યું! તેમાં એને સર્વ ખુલ્લું થઇ ગયું. મુદ્દો એજ કે, હવે એ જુલમ ન ધારતાં પોતાની મેળે એક પગે તૈયાર થશે? પરંતુ તે કાંઇપણ સિદ્ધ ન થતાં એની તો કોટી ઉપર કોટી ચાલુજ છે! ભલે તે હો; મેં એને એવડું મોટું વિશ્વરૂપદર્શન કરાવ્યું, તેનું પણ અંતે એને સૌરસ લાગ્યું નહી; અને બોલ્યો કે, 'ભગવન્, આપ વિશ્વરૂપ છો, તોપણ મને તો તે ચતુર્ભૂજરૂપજ દેખાડો, મને તો આપ ચતુર્ભૂજ-રૂપજ જોઇએ, તેવાજ બનો.' ખરેખર હુંજ ગાંડો અને એના કહેવા પ્રમાણેજ સર્વ કાંઇ કરતો રહ્યો. વિશ્વરૂપદર્શન એ તો મારો રામ-બાણ ટુચકો એમ હું માનતો હતો, પરંતુ તે પણ નકામો નિવડયો. એણે તો મને સારી પેઠે ચાંપી જોયો. હવે એ કાંઈ ગાંઠવાનો નથી. સામ, દાન, પ્રકાર સર્વ થઇ રહ્યાં. શંકા સમાધાનના માર્ગે એ કાંઈપણ વળવાનો નથી. તેમાં તો તેણે મનેજ પરાજીત કર્યા જેવું થઇ ગયું છે. તોપણ એ વાત કાંઇ ભુંડી નથી. કારણ કે शिष्यादिच्छेत्पराजयम् શિષ્યથી પોતાનો પરાજય થાય એવી ઇચ્છા ગુરૂએ રાખવી એમ કહે છે. તેથી તે ઇચ્છા મને હોવીજ જોઇએ એ આવશ્યક તથા ઉચિત જણાય છે; અને તે ઇચ્છા હમણા ફળદ્રૂપ થાય છે, તેથી હું ધન્ય છું. સારાંશ એજ કે, પોતાનો શિષ્ય અન્યને અજીંક્ય થવોજ જોઇએ, એટલુંજ નહી તો તે પોતાને પણ અજીંક્ય થવોજ જોઇએ, તોજ ગુરૂની શિષ્ય ઉપર પૂર્ણ કૃપા છે એમ કહી શકાય. એ દૃષ્ટિએ સર્વ આનંદેઆનંદ છે; પરંતુ અર્જુન જો મારૂં આ યુદ્ધ વિષેનું કહેવું માનશે તો મારી ધન્યતાનો અને આનંદનો પારજ નથી એમ થશે. પરંતુ શું કરીએ! સાવ નિરૂપાયની વાત થઈ પડી છે. ઠીક છે! આ ભાઇને તે જ્ઞાન, ધ્યાન અને ભજન

એજ હવે કર્તવ્ય છે એવો તે શો મોટો બાઉ થઈ પડયો કે તેને લીધે પ્રસ્તુત કર્મયોગ એણે, તુચ્છ ધારીને, નિષ્પ્રયોજન ધારીને તજવો અને જ્ઞાનનિષ્ઠ, ધ્યાનનિષ્ઠ, ભજનનિષ્ઠ થવા સારૂં સાવ એકાંતસ્થાનજ પકડવું જોઇએ! મારી કૃપા છે તો પછી તેમાં એને કાંઈપણ કઠણ નથી, કાંઇપણ સંકટનું તેમાં નથી, તે એને હસ્તગત થઈ ગયા જેવુંજ છે. હવે કેવળ મારો ચિત્તસંતોષ થાય તેજ એણે કરવાનું રહેલ છે, એમ છતાં એને તે વાત સુઝતી નથી. તેથી હવે જરા દાબશાપનો ઉપાય માત્ર રહેલ છે. તેટલો એકવાર તો કરી જોઉં' એમ કહીને, ભગવાન્ દબાવણીના શબ્દોથી ઉપદેશ કરે છે.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि । अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ( ૧૮ નો ૫૮ મો. ) ઓ અર્જુન, મારે વિષે જેનું ચિત્ત હશે, તેના ઉપર મારી કૃપા થાય છે. મારી કૃપા થશે તો તે સર્વ સંકટથી મુક્ત થશે. એવી સ્થિતિમાં તું મારૂં કહેવું કબૂલ કરીશ નહી તો નાશ પામીશ, એ લક્ષમાં રાખ; ને પછી જે કાંઇ કરવાનું હોય તે કર' આ ઉદ્ગાર સર્વકાળ મનુષ્યે લક્ષમાં રાખવા યોગ્ય છે, આ પ્રમાણે વર્તવું પણ આવશ્યક છે. તથાપિ એક દૃષ્ટિએ એટલે અર્જુનની સાથે બોલવાનો જે પ્રસંગ ચાલેલો છે, તે લક્ષમાં લેતાં, शेषं कोपेन पूरयेत् એ કહેવત જેવોજ એ પ્રકાર દેખાય છે. એટલે હમણાંનો એ પ્રકાર કેવળ આપમતલબી છે. મતલબ તે એજ કે, અર્જુને યુદ્ધને માટે તૈયાર થવું; પરંતુ અર્જુન અહિં સ્પષ્ટ કહેવાનો કે, 'ભગવન્, આ દાબશાપ શું કરવા જોઇએ ? 'બસ, મારી આજ્ઞા છે' એમજ કહેતા હોતો હું યુદ્ધને માટે એક પગે તૈયાર છું. દાબ-શાપથી, યુદ્ધ વિષેની ઉપપત્તિ મને આપે પટાવી એમ કાંઇ થતું નથી. એ તો અમસ્થો દમ ભીડાવવો છે; એને કાંઇ હું ગાંઠવાનો નથી.' એ અર્જુનનો અભિપ્રાય તર્કિત કરીને ભગવાનનું મન સંકોચાયું, અને તેમને પણ એમજ લાગ્યું હશે કે, 'એ કાંઇ શિષ્ટપણું નથી એ ખરૂં છે;

તેથી એવી નિષ્કારણ દબાવી મારવાની ભાષા શું કરવા જોઇએ!' એમ ધારીને તેમણે શિષ્ટપણાથી સમાધાનનો માર્ગ બોલીને વ્યાખ્યાન ટુકું કર્યું. પ્રસ્તુત શિષ્ટપણાનો માર્ગ તે એવો કે 'એક ગુરૂ ને એક દેવ, કોઇમાં પણ રાખે ભાવ' એટલે મનુષ્યનો પ્રકાર એવો છે કે, પ્રત્યક્ષ ગુરૂરુપે ઉપદેશ થાય છે, તે વખતે વકતા ઉપર ઘણું કરીને આ મનુષ્યનો વિશ્વાસ હોતો નથી. એને એમ લાગે છે કે, 'ગુરૂ થયા એટલે શું થયું? તે પણ આપણા જેવોજ એક મનુષ્ય છે.' આ રોદડા જાતે ભગવાને પણ તાણ્યા છે. 'अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् (૯ નો ૧૧ મો.) अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः (૭ નો ૨૪ મો.) એટલે હું ભગવાન્ (ઈશ્વરાવતાર) છતાં કેવળ મનુષ્યદેહ ધારણ કરેલો દેખાઉં છું, તેથી મૂર્ખલોકો મારી અવજ્ઞા કરે છે. હું અવ્યકત છતાં પણ વ્યકતાકાર મને માને છે. શું કરવું! 'દેખત, સુનત, સમજત, સમજાવત સંશય સંદેહ ન જાયી, હે હરિ યહી ભ્રમકી અધિકાયી' એવી સ્થિતિ છે. નિરૂપાય છે!' તાત્પર્ય એજ કે અઢારમાના છપ્પનથી તે સાઠ સુધીના ચાર શ્લોકોમાં ભગવાને જે ઉપદેશ કર્યો છે, તે પોતાના ગુરૂત્વની ભૂમિકા ઉપરથી કર્યો છે, અને પ્રસ્તુત ગીતામાં એવો અનેકવાર તેમણે ઉપદેશ કરેલો છે. પરંતુ પૂર્વોકત મનુષ્યની અધિકાર ભૂમિકાજ હલકી, તેને લીધે ગુરૂપદેશ ઉપર પણ વિકલ્પ ઉઠીને મનુષ્યને પરાઙ્મુખ થવાની ભીતિ હોય છે. તેને લીધે તેજ સદ્ગુરૂ પરોક્ષઈશ્વરનિષ્ઠા વિષેજ પ્રાયઃઉપદેશ કરે છે. અજ્ઞાનિને પરોક્ષઇશ્વર વિષે ડુંગરા જેવડો ભજનમાર્ગ કહેતા તે તેને પરવડે છે. પરંતુ પ્રત્યક્ષ ગુરૂ વિષે, ગુરૂસેવા વિષે કાંઇપણ રાઈના દાણા જેટલું કહીયે તો એ મનુષ્ય ચમકે છે, વિકલ્પિત થાય છે. તેથી એવા મનુષ્યને સદ્ગુરૂએ એમજ કહેવું પડે છે કે, 'ભાઈ, પરમેશ્વરને શરણે થા. સર્વભાવે તેની સેવા કર. તેની કૃપાથી તું કૃતાર્થ થઇશ!' અર્જુનને પોતાની ગુરૂત્વની ભૂમિકા ઉપરથી ભગવાન્ અનેક પ્રકારે કહે છે, તોપણ તેને તેમની ઉપપત્તિ ગળે ઉતરતી નથી. ત્યારે હવે શું

કરવું એમ ધારીને શ્રી કૃષ્ણે અહિં પરોક્ષઇશ્વર આગળ ધર્યો. તેનાજ ઉપર સર્વ ભાર મુકયો, અને એમ સુચવ્યું કે, 'ઇશ્વર તને બુદ્ધિ આપે તેવો તું રહે. તેની પ્રેરણાનુરૂપે તું વર્તનમાં જેવો ઠરવાનો હઇશ તેમ વર્તજે. એથી અધિક શું કહિયે? મારી પાસે ગુહ્ય કરતાં પણ ગુહ્ય એવું જે જ્ઞાન હતું તે તને મેં કહ્યું છે. અને તેનો પ્રકાર તું જાણી ગયો છે. હવે તારા હાથમાં એટલુંજ છે કે, તે સર્વનો સારી પેઠે સમ્યક્-વિચાર કર, અને ત્યાર પછી તને ઇષ્ટ હોય તેમ કરજે.' આ વાકય ઉચ્ચારતા ભગવાન તદ્દન શિષ્ઠતાએ ત્રાહિત જેવા, નિરહંકારે બોલે છે એમ લાગશે. પરંતુ એમાં તો અનેક ખુબીયો રાખેલી છે, એ ઘણુંજ ઉંડુ છે. સારાંશ એજ કે, 'હું યુદ્ધને માટે તૈયાર છું' એમ અર્જુન કહે તોજ તેણે પોતે કરેલા ઉપદેશનો બરોબર વિચાર કર્યો, એવોજ હેતુ રાખીને ભગવાન્ તેવા ઉદ્ગાર કાઢે છે. પરંતુ 'ઇષ્ટ હોય તેમ કર' આ કહેવા ઉપર અર્જુન કાંઈપણ કહેશે કે એ જોવા જેટલો પણ દમ ભગવાનથી કયાં મરાય છે! અર્થાત્ 'ભગવન્, મને આપનુ કહેવું કબૂલ છે. તે પ્રમાણે હું કરૂં છું' એમજ એણે બોલવું, બીજા શબ્દ નિકળવાને અવસર મળેજ નહી,' એવા ધોરણથી ભગવાન્ એમ કહે છે કે, 'ઓ અર્જુન સર્વગુહ્ય કરતા અધિકગુહ્ય એવું જ્ઞાન તને મેં કહ્યું એ ખરૂં છે, તથાપિ તે સર્વ ગુહ્ય કરતાં પણ પરમાવધિનું ગુહ્ય એવું કાંઇક હજી કહેવાનું રહેલું છે, તે તો તુંજ છે તેથીજ કહુ છું. કારણ કે તું મને અતિ વાહાલો છે. તેથી તે પરમસર્વોત્કૃષ્ટવચન તું સાંભળ. તે તને કલ્યાણપ્રદ થનારૂં છે' એમ એ અઠારના ચોસઠમા શ્લોકથી પ્રથમતઃ પ્રસ્તાવના કરી અને ત્યાર પછી સર્વ ઉપદેશ માહેલું પોતાનું ઇંગિત ભગવાન્ સૂચવે છે. 'मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे । सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः (૧૮ નો ૬૫ અને ૬૬ મો.) એટલે એ અર્જુન, તું મને વહાલો લાગે છે, એમ જો છે, તો તારૂં પણ મન મારેજ

વિષે છે, એવો તારે હોવું, તારે મારો ભક્ત હોવું, મારૂંજ પૂજન કરવું, એવું તારૂં શીલ હોવું, મનેજ નમસ્કાર કરવો; એવો તું હઇશ તો તું મને પામીશ; તોજ તું મારો એમ મને લાગે. તોજ હું તારો હોવાનો. અર્થાત્ તને આ સ્વજન, આ ભીષ્મદ્રોણાદિક ગુરૂજન જોઇતા જણાતા હોય તો તેમનેજ બથભરીને બેસ; પરંતુ પછી હું તારો નથી, ને તું પણ મારો નથી એ તને સત્યપ્રતિજ્ઞાપૂર્વક હું કહું છું. ને એમ હોવાથી, તું પોતાના મનમાંહેલી સર્વ ધર્માધર્મકલ્પના સર્વથૈવ તજીને મને એકનેજ અનન્ય શરણ રહે. તો હું તને સર્વ પાપોથી મુકત કરીશ શોક કરમા. અર્થાત્ મને ઇષ્ટ છે તેવો તું હઇશ, તોજ તું મને વહાલો થઇશ, તોજ તારો શોક જશે.' એવા અર્થ આમાંથી તદ્દન સરળ રીતે નિકળે છે. અહિંજ ભગવાને પોતાના ઉપદેશની સમાપ્તિ કરી. અસ્તુ. સર્વ ગુહ્ય કરતાં પણ અતિશય ગુહ્ય એવું, અત્યંત મહત્ત્વનું તથા હિતકર એવું કાંઇક કહેવાનું છે.' એવી તે પૂર્વોક્ત અઢારના ચોસઠ માંહેલી પ્રસ્તાવના સાંભળીને અર્જુનને એમ લાગ્યું હશે કે, 'ખરેખર પૂર્વના છસો અઠયાશી (૬૮૮) શ્લોકોમાં પણ જે ઉપપત્તિ આપણે સાંભળી નથી એવી હવે નવી તદ્દન અપૂર્વ એકાદ ઉપપત્તિ આપણે સાંભળવા મળશે.' પરંતુ તે કાંઇપણ છેજ નહી. કારણ કે નવમા અધ્યાયની સમાપ્તિમાં मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः (૯ ના ૩૩ અને ૩૪ મો.) એવા ઉદ્ગાર આવેલા છે. ને એમ હોવાથી નવમા અધ્યાય માંહેલો એ ઉપદેશ અને અઢારમા અધ્યાય માહલો એ છેલ્લો (૧૮ નો ૬૫ અને ૬૬ મો.) ઉપદેશ ઘણાખરા સમાન શબ્દથી તદ્દન એકજ અભિપ્રાયનો ઠરે એવો છે. તોપણ એટલાજ ઉપરથી એ ઉપદેશનું મહત્ત્વ ઓછું થાય છે એમ નથી, કારણ કે, એકવાર જે વાત કહી, તેજ જો ફરીથી કહેવામાં આવતી હોય, તો તે વધારે મહત્ત્વની અને વિશેષ મુદ્દાની છે એમજ ઘણું કરીને ઠરે છે. એટલે એક પ્રકારે એમ દેખાય

છે કે, એ ઉપદેશ અત્યંત લાગણીનો છે, અત્યંત સારભૂત છે, પરમરહસ્યનો છે. ચાહે તેવું હશે તોપણ, શિષ્યને એટલી બધી દૂરદૃષ્ટિ હોતી નથી; તેથી 'તને ઇષ્ટ હોય તેમ કર' એમ કહેવા વડે તેની તેનાજ હાથમાં મુખત્યારી સોંપવી ઉચિત થશે નહી, તે કાંઇપણ ભૂલભરેલો નિર્ણય કરશે. ગુરૂસિદ્ધાંતજ ખરો, ઈત્યાદિ ગંભીરભાવના શિષ્યમાં કદાચિત્ હોય પણ નહી, એવી મોટી ચિંતા જણાતાં એને આપેલી મુખત્યારી તરતજ सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः (૧૮ નો ૬૪ મો.) ઇત્યાદિ વાક્યથી રદ્ કરી; એને પૂર્ણ વિચાર કરવાને અવસર ન આપતાં એકદમ સ્વસિદ્ધાંતત્વે मन्मना भव,...सर्वधर्मान्परीत्यज्य मा शुचः (૧૮ નો ૬૫ અને ૬૬ મો.) એ બે શ્લોકોથી આખરનો ઉપદેશ એને કહીને ભાષણ સમાપ્ત કરવામાં આવ્યું.

અર્જુને યુદ્ધ કરવું એ ભગવાનને ગુરૂદક્ષિણા! એટલે પૂર્વોકત (૧૮ નો ૬૫ અને ૬૬ મો.) વાક્ય સંબંધે એવો પણ એક પ્રકાર અમને જણાય છે કે, અર્જુનના મનમાં યુદ્ધ કરવાનું નથી; અને એણે તે કરવું એ ભગવાનના મનમાં પૂર્ણ છે. પરંતુ અર્જુનના પૂર્વપક્ષનું સોપપત્તિકરીતે નિરસન કરવું અને એનો એજ એની મેળે યુદ્ધ કરવા સિદ્ધ થાય એવી સિધી રીતે પોતાનું મનોગત સિદ્ધ કરી લેવાની આશા ભગવાનને હવે રહેલી નથી. તેથી કેમ કરવું એ મોટી ચિંતા ભગવાનને થઇ હશે, અર્થાત્ તેમણે એમ ધાર્યું હશે કે, 'મેં એને બ્રહ્માત્મવિદ્યા શિખવી છે; તે એને પૂર્ણ સંમત છે. તે અર્થે એણે મને ગુરૂદક્ષિણા આપવી જોઇએ, તે આપવી એ એનું અવશ્ય કર્તવ્ય છે; અને મારો પણ તે ગુરૂદક્ષિણા સ્વ-ઈચ્છા પ્રમાણે માગવાનો પૂર્ણ હક્ક છે. 'હું શી દક્ષિણા આપું? કિંવા હવે મારે શી સેવા કરવી?' એમ જે અર્થે શિષ્યે પોતાની મેળે હાથ જોડીને શ્રી ગુરૂને પ્રાર્થના કરવાની છે, તે અર્થે એ શિષ્ટાચારના બળ ઉપર 'એણે યુદ્ધ કરવું' એ પોતાનું મનોગત આપણે સિદ્ધ કરી લઇશું; આપણે એને ઉપપત્તિનો વિચાર કહેવા

લાગ્યા, એમાં વ્યર્થ વખત ગુમાવ્યો;' એવા વિચાર મનમાં યોજીને પૂર્વોક્ત (અઢારના ૬૫ અને ૬૬ મો.) એ વાકયોથી તે મનોગત ભગવાને ધ્વનિત કર્યું છે એમ કહેવું જોઇએ. અર્થાત્ 'હું તારો શ્રી ગુરૂ છું, તે અર્થે અમારી સેવારૂપે તને કાંઇપણ કર્તવ્ય તો છેજ. જ્ઞાનલાભને માટે તેં અમોને ગુરૂદક્ષિણારૂપે અમારી ઇચ્છા પ્રમાણે આપવાનું છેજ. એટલુંજ નહી તો પ્રસ્તુત જ્ઞાનોત્તરકાળમાં તો તું મારો એકલાનોજ છે, એ જો તને સંમત હોય, તો પ્રસ્તુત યુદ્ધ તારે કરવું એજ પ્રથમ એક ગુરૂદક્ષિણા કિંવા સેવા તારી પાસેથી મને જોઇએ છે. તે તારે માન્ય કરવી જોઇએ. અર્થાત્ આજે મેં તને હમણા (અઢારના પાંસઠ અને છાસઠ એ શ્લોકોક્તિથી) કહ્યું, તેનો તું સારી પેઠે પૂર્ણ વિચાર કરીને ત્યાર પછી જે તને ઇષ્ટ તથા યોગ્ય લાગે તે કર. એવું આ મારૂં તને છેલ્લું તથા નિર્વાણીનું કહેવું છે.'

ખરેખર પૂર્વોકત ઉદ્ગારોનો વિચાર કરતાં, ભગવાને અર્જુનનો ચોખ્ખો લલ્લોપત્તોજ કરેલો છે. 'અરે, મારા તરફ તો કાંઇ જો, મારી તરફ તો લક્ષ આપ, મારા ગુરૂત્વની તો કાંઈક લાજ રાખ,' એમજ તેના દાઢીમાં હાથ ઘાલીને કહેવા જેવું નથી થતું કે? અર્થાત્ હવે માત્ર નિરૂપાય તેથીજ **करिष्ये वचनं तव** એમ એણે કહેવુંજ જોઇએ, એટલુંજ નહી તો 'ભગવન્, મારો મોહ નષ્ટ થયો, મારો સંદેહ ગયો, હું હવે શુદ્ધિ ઉપર આવ્યો, હવે મને બરોબર યાદ રહેશે. એ સર્વ આપનો મારા ઉપર પ્રસાદ છે એમ હું માનું છું તે અર્થે આપની આજ્ઞા, આપની ઇચ્છા મને માન્ય છે.' **करिष्ये वचनं तव** એ જે અર્જુનને મોઢે વાકય છે, તે માંહિલો **वचन** એ શબ્દ, **सर्व गुह्यतमं परमं वचः शृणु** (૧૮ નો ૬૪ મો.) એવું જે ભગવાનને મોઢે વાક્ય છે, તે માંહેલો **वचः** એ શબ્દને લક્ષિને અનુવાદાર્થ યોજેલો છે. અર્થાત્ '**मन्मना भव**...ઇત્યાદિ જે આપનું ગુહ્ય વચન તે મારા લક્ષમાં આવ્યું, તે માંહેલો ઉદ્દેશ હું સમ

જ્યો. તે મને માન્ય છે. તેમજ હું કરવાનો. સારાંશ એજ કે 'હું યુદ્ધને માટે સિદ્ધ છું,' આ અર્જુને અંતે ઉદ્ગાર કાઢયા. તે સાંભળીને ભગવાનને કેમ થયું હશે? એનો વિચાર વાચકોએજ કરવો. પણ માત્ર અમોને તો એમજ લાગે છે કે, ભગવાન્, એમ પણ બોલ્યા હશે કે, 'કેમ અર્જુન! હવે તો એમ થયું ને? કે, તું પોતાનો પક્ષ હાર્યો, અને મારા પક્ષને વિજય મળ્યો!' એના ઉપર અર્જુને પણ એવો ઉત્તર આપ્યો હશે કે, 'હા, તેમ થયું ખરૂં, પરંતુ મારા આક્ષેપોનું સોપપત્તિ કરીને નિરસન થઇને પછી આપને એ વિજય મળે છે એમ નથી. તો આપ મારા મોક્ષપ્રદ શ્રી ગુરૂ, હું આપનો સચ્છિષ્ય, એ સંબંધ અખંડિત કાયમ રાખવો મને આવશ્યક છે, તેને માટે આપને એ વિજય (વાદ માંહેલી સરશી) દક્ષિણાર્થે, સેવાર્થે સમર્પિત થાય છે, એવી વસ્તુસ્થિતિ છે.' અર્જુનના આ સ્પષ્ટ ઉદ્ગાર સાંભળીને ભગવાનને અત્યંત આનંદ થયો; અને બોલ્યા 'અર્જુન, શાબાસ! તુંજ મારો મૂર્તિમાન્ વિજય છો. તસ્માત્ વિજય એ નામ તનેજ શોભે છે. તેથી તેનો સ્વામી પણ તુંજ છે,' એમ ભગવાને પણ કહ્યુંજ હશે। હવે, અર્જુન યુદ્ધને માટે સાનંદસિદ્ધ થવાનો! અર્થાત્ અર્જુને યુદ્ધ શા માટે કર્યું? તો ભગવાનની ઇચ્છા તેથી તેણે યુદ્ધ કર્યું, એજ એક નિશ્ચિત ઉત્તર છે. એટલે करिष्ये वचनं तव એમ કહિને ભગવાનની ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરવાને અર્જુન સિદ્ધ થયો. એમાં તેણે એવો વિચાર કર્યો હશે કે, 'જે અર્થે હવે આગળ ભગવાન્ બોલતા નથી, य इदं परमं गुह्य...इदं ते नातपस्काय...अध्येष्यते च... (૧૮ ના ૬૭, ૬૮, ૬૯ અને ૭૦ મા.) ઇત્યાદિ પ્રકારે ફળશ્રુતિ સંપ્રદાયપ્રવૃત્તિ કહેવા લાગ્યા, તે અર્થે તેમણે જે અંતે કહ્યું તેજ ખરૂં. પોતાનું મત ભલે રદ્દ બાતલ થાઓ. યદ્યપિ મારા મતનું સોપપત્તિક ખંડન થતું નથી, અને થવાનું પણ નથી, એમ જો કે મને લાગે છે અને તે ચોખ્ખું સશાસ્ત્ર પણ છે, તોપણ હવે એ અતિવાદ કરવો જોઇતો નથી. તે અતિવાદમાં આપણી

બુદ્ધિમત્તાનો ઝુંડો ફુદતો દેખાય તોપણ તેમાં કલ્યાણ નથી. શ્રી ગુરૂના ચિત્તનો ક્ષોભ થવામાં કલ્યાણ થવાનું દૂરજ રહ્યું. સામો તેનો (શિષ્યનો) અધઃપાતજ થવાનો! તેથી હવે અધિક ઉંડા પાણીમાં ન જતાં, તેમણે જે શબ્દોથી સંવાદ આટોપતો લીધો, તેજ શબ્દ આપણે યાવજ્જીવ હૃદયમાં રાખવા, અને તે પ્રમાણે રહેવું એમાંજ ડાહપણ છે. અર્થાત્ હું શિષ્ય, ભગવન્, આપ મારા શ્રી ગુરૂ! એ મારી વાણી મને સત્ય કરવી જોઇએ. ગુરૂચરણને જે પ્રિય, તે આપણે નિઃસંશય સ્વીકારવું એમાંજ આપણો સર્વ સંમોહ નષ્ટ હોવાનો. જેનાથી ગુરૂનું ચિત્ત બગડે તેજ ભુંડાથી ભુંડુ છે એમ શિષ્યે નિશ્ચયથી માનવું, એમાંજ શ્રી ગુરૂના પ્રસાદની ખાત્રી છે. તે અર્થે करिष्ये वचनं तव, શ્રી ગુરૂ ભગવન્! આપ સત્યસંકલ્પ છો, તેથી તે આપનોજ સંકલ્પ સત્ય થવાનો. અમારૂં સર્વ ધારવું ખોટું! ભગવન્, આપનું કહેવું મને માન્ય છે.

અર્જુને યુદ્ધ કરવું એટલા માટે ભગવાને જે જે સોપપત્તિક કારણ ધારીને આગળ ધર્યું, તે તે તેણે છેકી કાઢયું, એવોજ પ્રકાર જો કે વસ્તુતઃ અહિં છે, તથાપિ પોતે યુદ્ધ કરવું એમ જે તેના મનને યોગ્ય લાગ્યું, તેનું કારણ એજ છે કે, 'ભગવાન્ મારા પારમાર્થિક શ્રી ગુરૂ છે. તેમને જે ઇષ્ટ તે મારે કરવુંજ જોઇએ. પોતાની દૃષ્ટિએ તે આપણને તેટલું ઇષ્ટ હો વા ન હો, તે યુક્ત હો વા ન હો. એકવાર શ્રી ગુરુ એમ કહ્યા પછી તેમને માટે આપણે શું ન કરિયે? વિષ ખા, એમ જો તેમણે કહ્યું, તો તેજ ક્ષણે તરતજ આપણે તે અમૃતવત્ માનીને ખાવાનુંજ, એમજ વસ્તુતઃ સચ્છિષ્ય માનવાનો! ખરૂં જોતાં તો, શ્રી ગુરૂએ જ્ઞાન આપીને કૃતાર્થ કરવાના પૂર્વેજ સચ્છિષ્યે શ્રી ગુરૂની પોતાના ઉપર પ્રસન્નતા થવા સારૂં શ્રદ્ધાબળથી તેમને જે જે પ્રિય હોય તે તે તેણે તેમની આજ્ઞા વિના પણ કરવામાં સહજ પ્રવૃત્ત હોવું જોઇએ, એમ છે. તો પછી, પ્રત્યક્ષ શ્રી ગુરૂએ જ્ઞાન આપ્યા પછી, સમ્યગનુભવ કરાવ્યા પછી શ્રી ગુરૂની ઇચ્છાની રૂખ ઓળખીને તેમને કેવળ પ્રીત્યર્થ ખરો

સચ્છિષ્ય **શ્રી** ગુરૂને જે પ્રિય હોય તે કરવાને સિદ્ધ રહે છે એ શું કહેવું? મુદ્દો એજ કે, કેવળ **શ્રી** સદ્ગુરૂ માટેજ સચ્છિષ્ય સદેહ વિદ્યમાન રહેવા ઇચ્છે છે; સુથારના હાથમાં વાંસલો છે, તે પોતાને ગમે તેમ વાપરવાનો, તેમાં તે વાંસલાની કાંઇપણ તકરાર હોતી નથી. તદ્વત્ સચ્છિષ્ય સ્વભાવે એમજ સમજે છે કે, 'હું અને મદીય સર્વ એ **શ્રી** ગુરૂનું છે, તેને તેઓ ચાહે તેમ વાપરે. તેના ઉપર શ્રી ગુરૂનીજ સત્તા છે.' એ અત્યંત રહસ્યની તથા મહત્ત્વની વાત છે. તે અર્જુનના હૃદયને પટી; અને ત્યારેજ તે એમ બોલ્યો કે, 'करिष्ये वचनं तव ભગવન્, હું આપની ઇચ્છાની બહાર નથી. આપને ગમે તેમ આપ મને વાપરો! આપે આપના અકલ્પિતજ્ઞાનના દાનથી મને સર્વથા ખરીદી લીધેલો છે, તેથી એ અર્જુન આખો આપનોજ છે. પ્રસ્તુત સંવાદના પ્રવાહમાં ભગવાને આપણને વિશ્વરૂપદર્શન આપ્યું, અથવા તે એક બાજૂ રહો! મુખ્યત્વે તત્ત્વજ્ઞાનાર્થદર્શન જે મને મળ્યું છે, તેને માટે ઉપકારના બદલામાં મારો જીવ તેમને ચરણે અર્પું તોપણ તે અત્યલ્પજ છે.' એમજ તેને લાગ્યું હશે. ઇત્યાદિ ગંભીર વિચારથી કેવળ દક્ષિણા, કેવળ સદ્ગુરૂની ઇચ્છા, સેવાર્થે આજ્ઞા તેથી શ્રી ગુરૂ ભગવાનને પ્રિય એવું યુદ્ધકર્મ એ અર્જુન કરવા તૈયાર થયો. તેણે પોતાના સર્વ આક્ષેપ કિંવા પૂર્વપક્ષ પાછા લીધા અને ચુપચાપ करिष्ये वचनं तव એમ એ બોલ્યો હશે. અર્જુનને એમ લાગ્યું હશે કે, 'આપણે ભગવાનને શિષ્યબુદ્ધિએ શરણે થયા, તેને લીધે જે રહસ્યની કલ્પના પણ આપણને કોઇપણ વખતે આવી ન્હોતી, તે રહસ્ય, તે બ્રહ્માત્મૈક્યતત્ત્વજ્ઞાન ભગવાને આપણને આપ્યું. જે જ્ઞાનની દૃષ્ટિમાં આ પ્રપંચ કાલત્રયે થયોજ નથી. જ્યાંહ નિર્દ્વંદ્વ ત્યાંહ ભીષ્મદ્રોણાદિક સજ્જન, ગુરૂજન અને દુર્યોધનાદિક નીચ દુર્જન આ એવા દ્વંદ્વો પાપપુણ્યાદિ દ્વૈતો, કુલ તમામ અનુત્પન્ન તથા અભવિષ્યત્ એવાંજ ઠર્યાં. જ્યાંહ માયા, સંસાર, જન્મ મરણ નથી, જ્યાંહ સર્વ, ચિન્માત્ર બ્રહ્મજ, તે જ્ઞાનદૃષ્ટિ મને

મળી. એની આગળ શું રમ્ય છે ? આ અજબ ગુરૂ કુંચી, મને આજ સુધી કોઇએ પણ આપી નહી. તે જે આ સુદર્શનધારીએ મને આપી, તેમની ઇચ્છાની બહાર હવે આપણે હોવું એ આત્મઘાતકીત્વનુંજ કૃત્ય ગણાય. એમ હોવાથી करिष्ये वचनं तव એમ આપણે કહેતાં આપણને શું ઓછાપણું આવશે ?' એમ અનેક પ્રકારે અર્જુને વિચાર કરીને ભગવાનનું કહેવું માન્ય કર્યું હશે. તે યોગ્ય દેખાય છે, એમ અમને લાગે છે.

करिष्ये वचनं तव ભગવન્, આપનું કહેવું મને કબૂલ છે, એમ કહેતાં અર્જુને ઘણોજ ઉંડો વિચાર કર્યો. એટલે શ્રી ગુરૂ વિષે પ્રેમ તો હોવોજ જોઇએ. પરંતુ ભય પણ રાખવોજ જોઇએ. કારણ કે તેમની કૃપાથી જો સર્વ અર્થનો પ્રકાશ થવાનો, તો શિષ્યને તેમની કૃપા અક્ષય્ય અપેક્ષિત હોવીજ જોઇએ; આપણા શ્રી ગુરૂ આપણા ઉપર અપ્રસન્ન છે, એવો ભાસ માત્ર પણ સંસ્કાર શિષ્યના અંતઃકરણ ઉપર ન આવે, ન રહે, એવી ખબરદારી એણે રાખવી જોઇએ; અને તે વિષે શ્રી ગુરૂએ પણ તેને ઇષારો આપવો જોઇએ છે. ભગવાને પણ અહિ તે આપેલો છે. અર્થાત્ मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च (૧૫ નો ૧૫ મો.) આ ઉદ્ગાર અર્જુનના લક્ષમાં છેજ. ભાવાર્થ એજ કે, શ્રી ગુરૂની કૃપા હશે તોજ શિષ્યના હૃદયમાં જ્ઞાનનો ઉદય થશે, તોજ તે જ્ઞાન સ્મૃતિરૂપે અક્ષય્ય ટકશે; પરંતુ તેમની કૃપા નહી હોય તો પ્રથમ તે જ્ઞાનજ આકલિત થતું નથી. અને કદાચિત આકલિત થશે તોપણ તેમની કૃપા નહી હોય તો તે સ્મૃતિરૂપે અક્ષય્ય ટકાઉ થતું નથી, સારાંશ એજ કે, મેળવેલું જ્ઞાન નષ્ઠ થઈ જાય છે, તો પછી સ્મૃતિની વાત શું કરવા કાઢો છો ? મતલબ એજ કે, જ્ઞાનોત્તરકાલમાં પણ શ્રી ગુરૂની કૃપા સુરક્ષિત મેળવવા માટે શિષ્યે દક્ષતા રાખવી જોઇએ. એ વાત અર્જુનના મનમાં ઉભી રહીજ હશે. અર્થાત્ 'હવે આપણું ડાહપણ અસ થયું, શ્રી ગુરૂની ઇચ્છાનો, આજ્ઞાનો ભંગ થવામાં તેમનો ચિત્તક્ષોભ

થશે. તો પછી તેમની કૃપા ક્યાંથી થશે!' એવો એ અત્યંત ઉંડો વિચાર અહિં છે. તે અર્જુનને સૂઝયો અને करिष्ये वचनं तव એમ તેણે કહ્યું હશે.

અહિં અમને કોઇ એમ કહેશે કે, 'મારે શા માટે યુદ્ધ કરવું' એવો અર્જુનનો આક્ષેપ છે. તેનું સમાધાન ભગવાને આપેલા સોપપત્તિક ન્યાયશાસ્ત્રની પદ્ધતિએ થયું નથી, એવા પ્રકારના વિચારતરંગ ઉઠે છે, ત્યાંહુ નાઇલાજ છે. પરંતુ તેના યોગથી મૂળગ્રંથને કિંવા વક્તાને ન્યૂનતા આવે છે! તો તેના ઉપર સમાધાનકારક કાંઇક વિચારતરંગ આવે તો જોઇએ છે. ઠીક છે, સમાધાન પણ તયારજ છે. ભાઈ, એમાં ન્યૂનતા તે શાની? અર્જુનને પરિપૂર્ણ વિજયપદ આપવાનો જેનો સંકલ્પ છે તે શ્રી કૃષ્ણ ભગવાનને વાદમાં પોતાનો પરાજય અર્જુનના હાથથી થયેલો દેખાડવામાં એટલે ભક્તપરાજીતત્વ, ભક્તપરાધીનત્વ, આ ચાંદ છાતી ઉપર લટકાવવામાં ધન્યતા તથા મજા લાગતી હશે! સારથ્ય કરવું એ પણ જેને ભૂષણ લાગે છે, તેને 'મારી ઇચ્છા માટે તું યુદ્ધ કર, તને મારી ઉપપત્તિ પટો વા ન પટો,' એમ કહેવામાં તે ન્યૂનતા જણાવવાની! એમ હોવાથી અમારા પૂર્વોક્ત સર્વ વિચારતરંગ રમ્યજ ઠરે છે. ભીષ્મની પ્રતિજ્ઞા ખરી કરાવીને પોતાની પ્રતિજ્ઞા હડહડતી જુઠી ઠરેલી દેખાડવામાં જેને સંકોચ લાગતો નથી, તેને પોતાનો ઉત્તરપક્ષ પરાભૂત અને અર્જુનનો પૂર્વપક્ષ સરસ તથા કોટીયુક્ત દેખાડવામાં ન્યૂનતા લાગતી હોય એમ મનમાં ધારનારાનુંજ મન છિછરૂ છે એમ અમને લાગે છે. ને એમ હોવાથી અર્જુને યુદ્ધને માટે પ્રવૃત્ત થવું એ જે વાત ભગવાનને ઈષ્ટ છે, તે તેનો કોટિક્રમ ખંડિત કરીને સાધ્ય કરવી અથવા તેની દાઢીમાં હાથ ઘાલીને કરાવી લેવી એમાં ભગવાનની આગળ માનાપમાનનો પ્રશ્ન નથી. ઈષ્ટસિદ્ધિ જેના વડે થશે તે યુક્તિ યોજવી એજ ખરૂં મુત્સદ્દીપણું છે. સારાંશ એજ કે, मन्मना भव...... मामेकं शरणं व्रज (૧૮ ના ૬૫ અને ૬૬ મો.) આ બે વાકયે જે કામ કર્યું

છે, તે પૂર્વના પંચાવયવી ન્યાયતર્કપદ્ધતિના અનેક વાકયોથી પણ થયું નથી. મતલબ એજ કે, ગુરૂ શિષ્યનો વાદ તુટયો. પરંતુ તે ગુરૂએજ તોડયો. અર્થાત્ ગુરૂના ઉદ્દેશની સાથે શિષ્યની પ્રતિજ્ઞાનું લગ્ન લાગ્યું. એટલે શિષ્ય અર્જુન, એની પ્રતિજ્ઞા એવી હતી કે 'ન યોત્સ્યે (૨ ને ૯ મો.) હું યુદ્ધ કરવાનો નથી.' અને ભગવાન્ શ્રી કૃષ્ણ એ ગુરૂ, એમનો ઉદ્દેશ 'અર્જુને યુદ્ધ કરવું' એ હતો. તથાપિ અર્જુનની પ્રતિજ્ઞા પ્રમાણે અર્જુનને પણ મળ્યું, અને ભગવાનના ઉદ્દેશ પ્રમાણે ભગવાનને પણ મળ્યું. અહિં કોઈ પ્રશ્ન કરશે કે, 'હું યુદ્ધ કરવાનો નથી' એવી અર્જુનની પ્રતિજ્ઞા હતી, પરંતુ ત્યાર પછી તેણે યુદ્ધ કર્યું, એ વાત સર્વ જગતને મશુહૂર છતાં, આપ કહો છો કે, અર્જુનની પ્રતિજ્ઞા ખરી ઠરી! તો એ વાત કેમ તે તો એકવાર કહો તો ખરા!' ઠીક છે; બરોબર સાંભળજો; 'હું યુદ્ધ કરવાનો નથી;' એ અર્જુનની પ્રતિજ્ઞા, એ જે મોહના વેગમાં તેના મોમાંથી નિકળી, તે તત્ત્વજ્ઞાનના એન રંગમાં ભગવાને સાવ ખરી કરીને તેને પટાવી આપી. એટલે 'યુદ્ધ એ એક કર્મ છે; તેનું કર્તૃત્વ મને જોઇતું નથી, તે કરનારો હું થતો નથી.' એમ એ કહે છે. ભગવાન્ કહે છે 'તારા મુખમાં સાકર! ભાઈ, એજ વાત અમોને પણ જોઇએ છે. અરે, મને તો કોઇપણ કર્મનું કર્તૃત્વ કબૂલ નથી. તત્ત્વતઃ તો તે સંમતજ નથી, એટલે તત્ત્વતઃ હું કાંઇપણ કર્મ કરનારો નથી. એજ સિદ્ધાંતરહસ્ય અહિં છે. ઓ અર્જુન, તું, પ્રથમ 'હું' એ શબ્દનો અર્થ શું સમજે છે? તને તે ખબર નથી. મારેજ તે કહેવો જોઇએ. અરે, 'હું' એટલે નિરૂપાધિક આત્મા. તે તો નિર્વિકારસ્વભાવ, તેથીજ તે અક્રિય-સ્વરૂપ, તેમાં કર્મ અને કર્તૃત્વ જાતે બિલકુલ છેજ નહી. તે તો ઉપાધિભૂત અંતઃકરણાદિપ્રકૃતિગુણનું સ્વરૂપ છે. તે સ્વભાવતઃ હોય છે. સાન્નિધ્યવશાત કિંવા તાદાત્મ્યસંબંધને લીધે તે પ્રકૃતિગુણનિષ્ઠ છતાં પણ આત્મગત હોય ને શું એવી ભાવના થઇને 'હું કર્તા' એમ આ મનુષ્ય

પ્રાણી ભ્રમિષ્ટતાએ માનીને વર્તે છે. પરંતુ तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयो: । गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते, नैव किंचित् करोमीति युक्तो मन्येत तत्त्ववित् ઇત્યાદિ શ્લોકાર્થનો વિચાર કરતાં આત્મા કર્તાજ નથી. એટલુંજ નહી તો नैव कुर्वन्न कारयन् એટલે કરાવનારો પણ તે નથી. એમ હોવાથી એ અર્જુન, તારા મુખમાંથી न योत्स्ये ઇત્યાદિ જે ઉદ્ગાર નિકળ્યા, તે ખરેખર ખરાંજ છે. માત્ર યુદ્ધકર્મનું કર્તૃત્વ મને જોઈતું નથી એમ તું ધારે છે. પરંતુ કોઇપણ કર્મનું કર્તૃત્વ તારા હુંમાં એટલે આત્મામાં નથી; આત્મા તો તે કર્માદિકોનો ઉદાસીન સાક્ષીભૂત ચૈતન્યભૂત કેવળ પ્રકાશમાત્રસ્વરૂપ છે. પરંતુ અંતઃકરણાદિ પ્રકૃતિગુણનિષ્ઠ કર્મને નિઃસ્વરૂપ કરવાને તો તું (આત્મા) અસમર્થ છે. અર્થાત્ કોઇપણ એક કર્મ તો પ્રકૃતિગુણચક્રમાં સતત હોવાનુંજ. ત્યાંહ યુદ્ધકર્મ અપેક્ષિત નહી હોય તો બીજું કોઇપણ કર્મ ઉપસ્થિત હોવાનુંજ. કારણ કે चलं गुणवृत्तम् એમ નિયત છે. તેથી યુદ્ધ છૂટશે તો અન્ય કોઇપણ કર્મ ચાલુ થશે. એટલે આ દૃષ્ટિએ જોતાં કર્મબંધનમાંથી છૂટવું એ વાત કદાપિ પણ સંભવનીયજ નથી. અસ્તુ. આત્મદૃષ્ટિતઃ તને કોઇપણ કર્મ સમાનજ છે. તેથી 'આ મુક અને તે લે' આ ઠાલી ખટપટ શું કરવા કરવી? છે તેજ સારૂં છે એમ ધારીને આત્મત્વે સહજ સ્વસ્થ છે તેમજ રહે એટલે મેળવ્યું. અર્થાત્ તને સ્વરૂપબોધ સારૂ અક્ષય્ય નિષ્ક્રિયત્વ મળી ચુકયું; એમાં તારી પ્રતિજ્ઞા એકાંશેજ નહી, તો સર્વાંશે સત્ય થાય છે. અને તારા (આત્માના) આશ્રયે રહેનારા પ્રકૃતિગુણચક્રમાં ચાલુ થયેલું યુદ્ધકર્મ થતું રહેવાથી મારો ઉદ્દેશ પણ સિદ્ધ થાય છે. સારાંશ એજ કે, આત્મામાં બ્રહ્મવિદ્યામય બ્રાહ્મીસ્થિતિ અને શરીરાદિ પ્રકૃતિસંઘાતમાં પ્રવાહપ્રાપ્ત કર્મયોગ રચના, એવો ઠાઠ હવે મળ્યો એ જોઇને તને અને મનેજ તો શું, પરંતુ સર્વ જગતને મોજ મળે છે. એ માંહેલું રહસ્ય યથાર્થ ધ્યાનમાં આવતાં, જ્ઞાનકર્મસમુચ્ચય હવે નિર્ભયપણે એકત્ર રહે. વસ્તુતઃ અગ્નિ અને કપાસ, કિંવા પ્રકાશ

અને અંધકાર એકજ સ્થળે રહેવા સંભવનીય નથી; તેમ જ્ઞાનરૂપ અગ્નિ કિંવા પ્રકાશ જ્યાંહ છે, ત્યાંહ કર્મરૂપ જડઅંધકાર હોવાનો નથી; એ ચોક્કસતાએ બરોબર છે. જ્ઞાનનો અને કર્માદિકોનો વિરોધ છે. તથાપિ જ્ઞાન, કર્મનું સત્યત્વ નષ્ટ કરે છે. તેને તેના ઘટકમંડળમાં સ્વરૂપે રહેવા દેવામાં તે જ્ઞાન આડું આવતું નથી. એજ દૃષ્ટિએ ईशावास्यमिदं सर्वं...कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समा: ઇત્યાદિ વાક્યો સુસંગત લાગે છે. એટલે કર્મો બંધક છે એવો જે તેમનો બાધડો દેખાય છે. તે તેઓ સત્ય છે એવી વિપરીત બુદ્ધિ રહેતા સુધીજ છે, તત્ત્વજ્ઞાનથી તે મિથ્યા છે એમ પાકું જાણ્યા પછી તે વિષેનો તત્ત્વવેત્તાને ડર રહેતો નથી डर तो पीछे रहा તેથી તે હવે જ્ઞાનના બળ ઉપર કર્માદિકોને ધુરકાવીને એમ કહે છે કે, હવે અમો સો વર્ષ એટલે ચિરકાળકર્મોજ કરતા રહીશું! કર્મો અમારૂં શું કરશે! અમોને બંધક થવાને તેમનામાં શી તાકાદ છે! અર્થાત् ईशावास्यमिदं सर्वं એટલે આ સર્વ (જગત) પરમેશ્વરથી વ્યાપ્ત છે. એટલે તેજ આ સર્વ છે, એવો બોધ હસ્તગત થયા પછી જન્મમરણરૂપ સંસારદાયક કર્મથી હવે કોણ ડરે? તાત્પર્ય એજ કે, જે જીવન્મુક્ત તત્ત્વવેત્તા ઠર્યો, તે સિદ્ધને વિષે અંતરંગત: એવી પ્રતીતિની ખાત્રી હોય છે કે, પોતે આત્મા નિત્યનિશ્ચળ સ્વભાવ, નિષ્ક્રિયસ્વરૂપ, અને બહિરંગત: वर्त एवं च कर्माणि । नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् । पश्यञ्शृण्वन् स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन् श्वसन् । प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन्निमिषन्नपि । इंद्रियाणीन्द्रियार्थेषु वर्तंत इति धारयन् ઇત્યાદિ શ્લોકમાં વર્ણેલા સોપાધિક સ્થિતિના અનુસારે, સર્વ પ્રકારના કર્મોમાં કર્તૃસ્વરૂપાકાર થઇને નિર્વિક્ષેપપણે ચંચળવત્ વિરાજમાન થનારો હુંજ એક છું, એમ નિશ્ચયવાન થઇને તે વર્તે છે. આ દ્વિવિધ સ્થિતિ કેવી હોય છે એની કલ્પના નાટક માંહેલા નટને અનાયાસે અનુભૂત થવા જેવી છે. અર્થાત્ જ્ઞાન અને કર્મ એકજ સ્થળે ઉક્તપ્રકારે રહેતા હોય તો ભલે રહે. એ માંહેલું રહસ્ય જાણ્યા પછી कर्म ज्यायो ह्यकर्मण: (૩ નો ૮ મો.) कर्मसंन्यासा-

त्कर्मयोगो विशिष्यते (૬ નો ૨ જો.) यस्त्विन्द्रियाणि...असक्त: स विशिष्यते (૩ નો ૭ મો.) ઇત્યાદિ વાક્યોનો આધાર લઇને 'જ્ઞાનોત્તરકાળે કર્મસંન્યાસ કરવા કરતાં કર્મયોગ કરવો એ અધિક પ્રશસ્ત છે' એવી લવરી જો કોઇ કરશે તો તે અરણ્યરૂદિતવત્ વૃથા કંઠશોષ છે એમ વિવેકીપુરૂષો સારી પેઠે જાણે છે. પૂર્વોક્તપ્રકારે કર્મસંન્યાસ અને કર્મયોગ એ બંને એક સ્થળે (જીવન્મુક્ત તત્ત્વવેત્તાને વિષે) અવિરોધે રહિ શકે છે. ના, રહેજ છે. એમ હોવાથી જ્ઞાનોત્તરકાળે કર્મસંન્યાસ કરતાં કર્મયોગ સારો એ કહેવાનું કારણ અહિં ઉપસ્થિત થતું નથી. વેદ વેદાન્તશાસ્ત્રમાં આશ્રમોનું વર્ણન છે, તેમાં સંન્યાસ એપણ એક આશ્રમ હોવાથી તેનું પણ વર્ણન છેજ. તે કરવાનો પ્રસંગ પણ આવે છે અને તે પ્રમાણે તે કરાય છે; એટલે જ્ઞાનાભ્યાસને કિંવા સમાધિઅભ્યાસને પ્રતિબંધક થનારા કર્મયોગનો સંકોચ કરવોજ પડે છે ત્યાંહ તે કરવો એવી શાસ્ત્રાજ્ઞાજ છે. તેમજ ભગવદ્ગીતાને પણ સંન્યાસ વિવક્ષિત છે. सन्यासस्तु महावाहो दुःखमाप्तुमयोगत: એટલે સંન્યાસ એ સ્થિતિ કર્મયોગ વિના પ્રાપ્ત થવી કઠણ છે. કર્મયોગ થયા પછી તે સુલભ છે. એવી સૌલભ્યયુક્ત અવસ્થામાં તે (સંન્યાસ) કરવો પ્રશસ્ત છે, અને તે પણ નૈષ્કર્મ્યસિદ્ધિ માટે, અર્થાત્ જ્ઞાનલક્ષણ નિષ્ક્રિયસ્વરૂપાવસ્થિતિની પ્રાપ્તિ માટે ઇષ્ટ અને આવશ્યક છે. તોપણ પ્રત્યક્ષ એટલે સલિંગ અથવા કવચિત અપ્રત્યક્ષ એટલે બાહ્યલક્ષણવર્જીત એવો પણ તે સંભવે છે. ને એમ હોવાથી સંન્યાસત્વે અંતરંગ ચિત્તસ્થિતિ સર્વત્ર સમાનજ હોય છે. એવા સંન્યાસમાં વિશેષત: કર્તવ્ય શું તે बुध्या विशुद्धया युक्तो, शब्दादीन्विषयांस्त्यक्त्वा, विविक्तसेवी, ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः (૧૮ ના ૫૧-૫૨ અને ૫૩ મો.) ઇત્યાદિ શ્લોકમાં સ્પષ્ટ કરેલું છે. અર્થાત્ આ શ્લોક સંન્યાસ નામથી જે શાસ્ત્રપ્રસિદ્ધ એક આશ્રમવિશેષ કિંવા સાધનપરત્વે અવસ્થાવિશેષ છે, તેના વર્ણનપર છે. એ વર્ણન કરતાં ગીતાને સાંસારિકકર્મયોગનો મોહ વળગ્યો નથી. તેને સંન્યાસ

જોઇએ છે. પરંતુ તેને સંન્યાસ આપવા શ્રી શંકરાચાર્ય પણ તૈયાર નથી. કારણકે જગતને પ્રવૃત્તિનિવૃત્તિમાર્ગ એક તંત્રે ઉપદેશ કરવાને તેજ જોઇએ છે, તેથી તે જગત્‌માં પ્રવૃત્ત રહેવીજ જોઇએ. અસ્તુ. મુદ્દો એજ કે, ઇતર એટલે બ્રહ્મચર્યાદિક ત્રણ પારિભાષિક આશ્રમની પેઠે સંન્યાસ નામનો પણ એક ચતુર્થ આશ્રમ વિશેષ શાસ્ત્રે પરિગણિત છે, તે ગીતાએ પણ પરિગણિત કર્યો છે. એ વિષે શંકા રહેતીજ નથી. આ ઉપરથી શાસ્ત્રોક્ત સંન્યાસાશ્રમ એ મુખ્ય સંન્યાસ એ લોકપ્રસિદ્ધ છે. ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति (૫ નો ૩ જો.) એ શ્લોકમાં વર્ણેલો સંન્યાસ એ ગુણદૃષ્ટિએ સર્વસાધારણપણે અભ્યાસવા યોગ્ય હોવાથી શાસ્ત્રે સૂચવેલો છે. આ સંન્યાસસ્થિતિમાં રાગદ્વેષાદિ મનોવૃત્તિનો નિગ્રહ કરવા વિષે સૂચના છે. તે સર્વ સારગ્રાહીસાધકોને અનુલક્ષિને છે. એટલે એવો સંન્યાસ કોઇને પણ એટલે મનુષ્યમાત્રને અનુજ્ઞાત છે. કારણ કે તે કાંઇ મુખ્ય એટલે સલિંગ પારિભાષિક નથી. સલિંગ સંન્યાસ તો મનુષ્યવિશેષ માટેજ છે. ને એમ હોવાથી એવો પારિભાષિક ચતુર્થ સંન્યાસસંજ્ઞિતઆશ્રમ અને તે કરનારા યતિ એમને ગીતાએ પોતાના ઘરમાં જગો આપેલી છે એવી ૪ નો ૨૮ મો. ૮ નો ૧૧ મો, ૫ નો ૨૯ મો એ શ્લોકો ઉપરથી ખાત્રી પટે છે. તેથી ગીતાના મનમાં એમ સ્પષ્ટ કહેવાનું છે કે, 'ઓ માનવ, સાંસારિક કિંવા વ્યાવહારિક બોલબોલા, અભ્યુદય, આદિ જોઈતું હોય, તો પરમાર્થનું ખોટું સોંગઢોંગ કર મા. એટલુંજ નહી તો તેનું નામ પણ વિશેષ ઉચ્ચારિશ મા.' પરમાર્થ કિંવા બ્રહ્મપદલાભ જોઇએ એવી ખરી ઉત્કંઠા હશે તો ભગવદ્ગીતાનું એમ ખડખડીત કહેવું છે કે अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा । ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः (૧૫ નો ૩ અને ૪ થો.) એટલે, 'ઓ માનવ, પ્રથમ આ સંસારરૂપ વૃક્ષને તીવ્રવૈરાગ્યરૂપ મજબૂત શસ્ત્રથી છાંટવો, અને ત્યાર પછી પરમેશ્વરપદના માર્ગની વાત ઉચ્ચારવી. ઠાલી ગપ્પો શા સારૂ ઝુડે છે? તું

ભલે ધનાઢય, બહુશ્રુત, જનમાન્ય, મહાધિકારસંપન્ન, બળવાન્, સંપૂર્ણ આરોગ્યયુકત ચિરંજીવી હો; જે કાંઇ અપેક્ષિત હોય તે બધું ભલે હો, આ સાંસારિકભાગ્યથી ઇશ્વરપદનો લાભ થતોજ નથી.' ગીતાએ આપેલો એ ઈષારો લક્ષમાં લેતાં ખરૂં ગીતારહસ્ય શું છે એનો ઉચિત વિચારજ કરતા રહેવું. આ ઈષારા ઉપરથી પરમાર્થની જાત કઈ અને સંસારની જાત કઈ એની ખરી ઓળખાણ થવા લાગે છે. કુલ અઢારે અધ્યાય મળીને આ ગીતાપ્રકરણ એક આખું શાસ્ત્ર છે એમ જગત્ માને છે, તે ખરેખર ઉચિતજ છે, તથાપિ આ ગીતા જાતે પોતાને માટે એમ કહે છે કે, 'પંદરમો અધ્યાયજ પરમગુહ્યશાસ્ત્ર છે.' એ વાત આ અધ્યાયનો છેલ્લો શ્લોક (એટલે વીસમો શ્લોક) જોતાં બાળક પણ સમજે એટલી સ્પષ્ટ છે. આ અધ્યાય ઉપર શ્રી શંકરાચાર્ય વિના બીજા કોઇનું પણ વિશેષ લક્ષ ગયેલું દેખાતું નથી. પ્રસ્તુત પંદરમોજ અધ્યાય વિશેષતઃ નિત્ય ભણવાનો લોકોમાં જે પ્રઘાત પડેલો છે તે આચાર્યશ્રી-એજ પાડેલો હશે એમ કહેવામાં અમો કાંઇપણ ભૂલ કરતા હોઇએ એમ અમને લેશ માત્ર પણ લાગતું નથી. આ અધ્યાયના અંતિમશ્લોકમાં પોતે ગીતા એમ કહે છે કે, इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ । एतत् बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत (૧૫ નો ૨૦ મો.) એ અર્જુન, એ પંદરમો અધ્યાય મેં તને કહ્યો, પરંતુ ઇતર અધ્યાય જેવો એને ગણીશ મા હો! કારણ કે, શાસ્ત્ર શાસ્ત્ર એવી જે પરમગુહ્ય વાત છે તે આ પંદરમાજ અધ્યાયમાં છે' એ ખુદ્ ભગવાનનોજ અભિપ્રાય છે, ને એમજ બધાએ માનવું જોઇએ. શ્રી શંકરાચાર્ય તેમજ માને છે ને તેથીજ તેઓ આ ભગવાનના અભિપ્રાયની સ્ફુટતા કરે છે, તે એ કે, सर्वो हि गीताशास्त्रार्थः अस्मिन्नध्याये समासेनोक्तः, न केवलं, सर्वश्च वेदार्थ इह परिसमाप्तः એટલે આ અધ્યયમાં સંપૂર્ણ ગીતાશાસ્ત્રનો સારભૂતભાવાર્થ ટુંકામાં કહેલો છે, એટલુંજ નહી તો સમસ્ત વેદાર્થ એમાં ભરેલો છે, એવો એ અધ્યાય છે. આ અધ્યાયની એ જે એટલી બધી મહત્તા ગવાય છે, તે માંહેલો

મુદ્દો શો, એમ કોઇ પુછે તો તેનું ઉત્તર એ છે કે, વેદો અત્યંત કટાક્ષ પૂર્વક કોનું પ્રતિપાદન કરે છે? તે પરમાત્મસ્વરૂપનું, એમ પ્રત્યક્ષ વેદ પુરૂષજ सर्वे वेदा यत्पदमामनन्ति એ વાકયથી કહે છે, અને એજ વાત वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् (૧૫ નો ૧૫ મો.) આ વાકય વડે પ્રસ્તુત અધ્યાય કહે છે. તાત્પર્ય એજ કે, સર્વ વેદોના યોગથી શું જાણવાનુ? તો પરમેશ્વરસ્વરૂપજ. તેજ દ્રષ્ટવ્ય અને પ્રાપ્તવ્ય પરમપદત્વે વેદ શાસ્ત્રો કહે છે. तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः। दिवीव चक्षुराततम्। तद्विप्रासो विपन्यवो जागृवांसः समिन्धते विष्णोर्यत्परमं पदम् આ પ્રસિદ્ધ મંત્રાક્ષરોએ તે પદનું સુંદર વર્ણન કર્યું છે. જેમની પાસે સંસારવ્યવહાર નથી, એવા બ્રહ્મનિષ્ઠ વિદ્વાનોજ તે પરમેશ્વરપદને સર્વદા જુએ છે. અસ્તુ. તાત્પર્ય એજ કે, જેણે પરમેશ્વરપદને જાણ્યું, તેણે વેદાર્થ માહેલો સારભૂત સર્વ ગદ્દો મેળવ્યો; તે પરમેશ્વરનું દર્શન આ અધ્યાયના વિચારથી કરી લેવું તેના દર્શન માટેજ એ પ્રવૃત્તિનિવૃત્તિરુપ ધર્મ સંજ્ઞિત સકળસાધનકલાપ પ્રસ્તુત ગીતાએ પ્રતિપાદેલો છે. ને એમ હોવાથી અઢાર અધ્યાયના ગીતાશાસ્ત્રને પોતાનો પંદરમોજ અધ્યાય મુખ્ય રહસ્યભૂત શાસ્ત્રરૂપ જો લાગે છે તો પછી એકંદર ગીતાશાસ્ત્રનું રહસ્ય કર્મયોગશાસ્ત્ર કિંવા સમાધિશાસ્ત્ર અથવા ઉપાસનાશાસ્ત્ર કિંવા ભક્તિશાસ્ત્ર અથવા સાંખ્યશાસ્ત્ર એમ માનવાને કોઇ કોઈ પણ તૈયાર થશે નહી, એમ અમોને લાગે છે. અમો તો અર્જુનનેજ પુછિયે છિએ કેઃ—

અઢાર અધ્યાય ગીતા સાંભળીને ઓ અર્જુન, તને શું મળ્યું? તે કહે છે. કે, 'જો મારે વિષે કૃપા તથા શોક અને ધર્મસંશય એ ઉત્પન્ન ન થયાં હત તો હું અઢાર અધ્યાય ગીતા ન જાણતાં પ્રવાહપ્રાપ્ત યુદ્ધકર્મ માત્ર કરત, બહુ તો વિજયી થઇને રાજ્ય મેળવત, અર્થાત્ હમણા અઢાર અધ્યાય સાંભળીને પણ મેં યુદ્ધ કર્યું અને વિજયી થયો તો એમાં વિશેષ તે શો? પરંતુ વિશેષ છે ને તે તો તદન જુદોજ છે. તે એજ કે, સસાધન મોક્ષસંજ્ઞિત બ્રહ્મલાભ.' તો પછી ગીતાનો

મુખ્ય પ્રતિપાદ્ય વિષય તું શું માને છે ? તે કહે છે કે, 'સસાધન મોક્ષ સંજ્ઞિત બ્રહ્મલાભ, એ ગીતાનો રહસ્યભૂત પરમ ગૂઢાર્થ છે. ! અરે, તું સ્વવર્ણોચિત કર્મયોગ કરતોજ નહોતો, તે તું હમણા કરવા તૈયાર થયો છે, એ વિશેષ નહી કે ! 'હા. એ વિશેષ છે, પરંતુ તેનું મને શું ? અર્થાત્ ગીતા સાંભળીને અંતે મેં યુદ્ધજ કર્યું, એજ મેં પુરૂષાર્થ મેળવ્યો, એ હું સાંભળવાને પણ શરમાઉં છું વસ્તુતઃ એ કર્મયોગ કેવળ ભગવાનની ઈચ્છા; ભગવાનની આજ્ઞા, તેમની સેવા તેથી હું કરવા તૈયાર થયો છું. મને તો તે કર્તવ્ય લાગતું નથી; પ્રત્યક્ષ ભગવાને જાતે પોતાના સાંદિપનીનામક ગુરૂને તેમની ઇચ્છા માટે, તેમની આજ્ઞાને લીધે તેમના પાંચ મૃત પુત્રો આણીને આપ્યા, એમાં ભગવાનનો કટાક્ષ એજ કે, શ્રી ગુરૂની મરજી પ્રસન્ન રાખવાની; તેમને ઈષ્ટ હોય તેજ કરવાનું; તેમ, મેં યુદ્ધ કરવું એ આ ભગવાનનો ઉદ્દેશ, એ તેમની ઇચ્છા પેહેલાંથીજ હતી. પરંતુ તે તર્કશાસ્ત્રની સયુકિતક રીતે સિદ્ધ થતું નથી એમ જોઇને અંતે તે તેમણે પોતાની ઈચ્છા मन्मना भव, मद्भक्तो भव, मामेकं शरण व्रज ( ૧૮ નો ૬૫ અને ૬૬ મો.) ઈત્યાદિ વાકયોથી સિદ્ધ કરી લીધો, અર્થાત્ મારે યુદ્ધ કરવું એ તેમની ઇચ્છા પ્રમાણે તેમને મેં આપવાની ગુરૂદક્ષિણા, એવો પ્રકાર વસ્તુતઃ છે, પરંતુ ગુરૂને અપેક્ષિત એવી વાત શિષ્યે પૂર્ણ કરવી, એ કાંઈ તેમના જ્ઞાનપ્રતિપાદનનો વિષય નથી. તે તો વિદ્યાંગભૂત દક્ષિણા કિંવા સેવા હોવાથી અવાંતર બાબદ છે. તેમજ પ્રસ્તુત કર્મયોગ મારે કરવો એ મને પોતાની દૃષ્ટિએ આવશ્યક અપેક્ષિત નથી. તે તો ભગવાન્ શ્રી ગુરૂ એમને જોઇએ છે તેથીજ करिष्ये वचनं तव એમ મેં તેમને કહેલું છે,' એમ હોવાથી શ્રી ગુરૂની પ્રસન્નતા રાખવા સારૂ તેમની ઈચ્છા પૂર્ણ કરવાનું શિષ્યના હાથમાં હોય છે, એ તો તેનું એક પ્રારબ્ધજ ઠરે છે. એટલે ગુરૂની ઇચ્છા પૂર્ણ કરવા માટે શિષ્યને ઈચ્છા હોવીજ જોઇએ. પરંતુ આ સર્વ ગુરૂ પાસેથી પ્રાપ્તવ્યજ્ઞાનને સારૂ હોય છે,

એ વાત લક્ષમાં લેતાં ગીતાશાસ્ત્રનો મુખ્યપ્રતિપાદ્ય વિષય હવે શો ઠરે છે, તે જેનો તેણે પોતાના મનમાં વિચાર કરતાં સ્પષ્ટ જણાશે એમ અમને લાગે છે. અમારો વિચાર તો એજ કે, ગીતાપ્રકરણ એ તો એક સમસ્તપુરૂષાર્થશાસ્ત્ર ઠરે છે. અર્થાત્ અર્જુને પ્રસ્તુત કર્મયોગ કરવો એ તેનું પરેચ્છાપ્રારબ્ધ છે. જ્ઞાની હો, કે અજ્ઞાની હો, પ્રત્યેકનું જન્મારભ્ય જે વર્તન થવાનું, તે પ્રારબ્ધકર્મથી ગ્રથિત હોવાનું. બાહ્યદૃષ્ટિએ જોતાં જ્ઞાતા પણ પ્રારબ્ધ કર્મ લઇને આવેલો હોય છે. તે પ્રારબ્ધના ત્રણ પ્રકાર નિશ્ચિત છે. ૧ ઇચ્છાપ્રારબ્ધ, ૨ અનિચ્છાપ્રારબ્ધ અને ૩ પરેચ્છાપ્રારબ્ધ, આ તે ત્રણ પ્રકાર. ૧ ભોક્તવ્ય પ્રારબ્ધના બળથી પ્રવૃત્ત્યુત્પાદક એવી ઇચ્છા જ્ઞાતાને પણ થાય છે, એનું નામ ઇચ્છાપ્રારબ્ધ. એમાં એવી કેટલીએક અવશ્યંભાવી વાતોનો સમાવેશ થાય છે, કે, જેમનો પ્રતિકાર ઇશ્વર કરતો નથી. सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि । प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति (૩ નો ૩૪ મો.) આ શ્લોકથી એ વાત સૂચવેલી છે. ૨ તેમજ ઇચ્છા નહી છતાં પણ ભોક્તવ્ય પ્રારબ્ધ અવશ્ય તાદૃશ્યકર્મ કરવામાં લગાડે છે. એ વાત कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् (૧૮ નો ૬૦ મો.) એ શ્લોકથી દર્શાવેલી છે. ૩ ક્વચિત્ કેવળ પરેચ્છાને લીધે પણ કર્મપ્રવૃત્તિ થાય છે; એટલે દેવદત્તની ઇચ્છા માટે યજ્ઞદત્તને કર્મ કરવાની ઇચ્છા અહિં હોય છે, તે ભર્જીત બીજવત્ હોય છે. પ્રસ્તુત યુદ્ધકર્મ અર્જુને કેવળ ભગવાનની ઇચ્છા તેથી કર્યું એમ માનીયે એટલે તે એનું પરેચ્છાપ્રારબ્ધકર્મ છે. પરદાક્ષિણ્યાર્થેજ એ કર્મ છે. આ ત્રિવિધપ્રારબ્ધનો વિચાર પંચદશી માંહેલા તૃપ્તિદીપના પ્રકરણમાં આવેલો છે. (ત્યાંહ ૧૫૨ થી ૧૬૨ શ્લોકમાં જોવું.)

અર્જુને યુદ્ધ કરવું એ ભગવાનનો આગ્રહ શા માટે એટલો બધો દૃઢ હોવો જોઇએ, એ વાતનો પણ કિંચિત્ વિચાર કરવો જોઇએ. ગીતાશાસ્ત્ર માનવાનું, વેદવેદાન્તાદિક માનવાના, અમોને ધર્મ જોઇએ, ઈશ્વર

જોઇએ, એવા લોક અમો છિએ. જગત્ તરફ જોતાં તે તો વિચિત્ર છે. તેમાં સજ્જન અને દુર્જન, ધાર્મિક અને અધાર્મિક, સાત્ત્વિક અને રાજસ-તામસ એવા પ્રકાર હોવાનાજ. અહિં દુર્જનલોકો સત્ત્વસ્થ સજ્જનોને છળે છે. તેમને દુઃખ દે છે. એ પણ પ્રકાર ચાલેલોજ હોય છે. એમાં સજ્જન, સાત્ત્વિક, ધર્મનિષ્ઠ, એવા લોકોને પોતાનાં દુઃખ અને છળ નષ્ટ કરવાનું સામર્થ્ય નથી એમ ધારીને કોઇપણ સમર્થ રક્ષણાર્થે દોડતો આવે એવી જગત્‌ની અપેક્ષા હોય છે. એ તેમની અપેક્ષા ઇશ્વર કોઈપણ રૂપે પૂર્ણ કરે છે. તાત્પર્ય એજ કે, સજ્જનોને કેટલાએક કાળ દુઃખો, યાતના હોય તોપણ અંતે ન્યાય તેમનાજ તરફેણનો થવાનો, તેમનો ઉત્કર્ષ થવાનો, તેમને ધન્યતા મળવાની, તે સુખી થવાના એવી યોજના હોવી જોઇએ, એવીજ આ મનુષ્ય અપેક્ષા કરવાનો, એ ચોખ્ખું સ્વાભાવિક છે. અમારે અહિં શોકપર્યવસાયી નાટક નથી; આનંદપર્યવસાયી નાટક અમારે અહિં હોવું જોઇએ, એવીજ અમારા સ્વભાવની જાત છે. અમારી અભિરૂચિ તેવીજ છે. અનંતજન્મ દુઃખમય સંસાર ભોગવવો પડે તોપણ અંતે પરમેશ્વર અમારો ઉદ્ધાર કરે છે. અમારે સારૂ અવતરે છે, અને અવતાર લેતોજ રહેવાનો. એવોજ અક્ષય ક્રમ હોવાનો. દુઃખ છે તો તેની એક વખતે સમાપ્તિ થઇને આનંદનો દિવસ ઉગવાનોજ, એવો પૂર્વજોનો અનુભવ અને તેથીજ વર્તમાન ભવિષ્યતોને તે માટે આશા. આશાભંગના પ્રસંગ આવવાના, દુઃખમાં ડૂબવા જેવા પ્રસંગ આવવાનાજ, તોપણ આશા જીવવાની, નિરાશ થવાનું નહી, એવો આપણો ધર્મસિદ્ધાંત, એવો અમારો નૈતિક-સિદ્ધાંત, અને તેપણ અદ્વિતીયતત્ત્વજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતથી નિઃશંકિતપણે અનુભવ આપી રહેલો છે. માયાના જો કે અસંખ્ય વંટોળીયા આવ્યા ને ગયા તોપણ सर्विकंचिदवशिष्यते એટલે આત્મનાશ નથી. ને એમ હોવાથી ભગવાનને ત્યાંહ એવો એક નિત્યનિરંતરનો સત્ય સંકલ્પ ઠરેલો છે કે अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्। प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्म-

मायया। यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्। परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्। धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे (૪ ના ૬-૭ અને ૮ મો.) એવા પ્રકારના આશ્વાસનો ભગવાને આપેલાં છે. તેથી સાધુલોક, ધાર્મિકલોક, નીતિન્યાયપ્રિય એવા લોક ઈશ્વરને શરણે જાય છે; અને તેનેજ હાથે તે દુર્જન દૈત્યોનો બંદોબસ્ત થાય એમ પણ તેઓ ઇચ્છે છે. આ વાત ઉદાહરણથી લક્ષમાં આવવા જેવી છે. બાળકો ભયને પ્રસંગે, 'ઓ, બા, ઓ, બા, ઓ બાપૂ, ઓ બાપૂ, ઓ દાદા, ઓ દાદા,' એમ કોઇપણ મોટાને બૂમો મારી બોલાવે છે. અટકચાળા બાળકો શાંત બાળકોને ત્રાસ આપે છે, ત્યારે તેઓ બૂમો મારવા લાગે છે, રડવા મંડે છે. તે વખતે કોઈપણ મોટો દોડી આવે છે અને અટકચાળા બાળકોને ધમકાવે છે, વખતે ચમકાવે છે પણ ખરો, અને તે શાંત બાળકને પાસે લઇને પંપાળે છે; એટલાથીજ તેનું સમાધાન થાય છે. તદ્વત્ સાધુલોકો, દુર્જનદૈત્યોથી પીડાતાં પ્રભુનું નામ લે છે; ક્ષીરસાગરને કાંઠે જાય છે, પ્રભુ અનંતશયનના નામની બૂમો પાડે છે. મુદ્દો એજ કે, દુર્બળ શાંત બાળકોને સંભાળવાં, એ માબાપના પેટમાં સંકલ્પિત હોય છે. તદ્વત્ ઇશ્વરનો પણ સંકલ્પ છે. તે પણ એમ કહે છે કે, पिताहमस्य जगतो माता धाता पितामहः (૯ નો ૧૭ મો.) ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये। मत्त एवेति तान्विद्धि (૧૨ નો ૭ મો.) बीजं मां सर्वभूतानां (૭ નો ૧૦ મો.) એટલે સજ્જન અને દુર્જન એમનો આદ્ય માબાપ એક પરમાત્માજ છે. તેનો પણ સંકલ્પ એવો ઠરેલો છે કે, સાધુલોકોને સંભાળવા, ધર્મનું રક્ષણ કરવું. અધર્મનો ઉચ્છેદ કરવો. વસ્તુતઃ તેને સ્વાર્થ કાંઇપણ નથી. પરાર્થજ સર્વ, એ પેહેલાંથીજ ઇશ્વરને ત્યાંહ છે. એટલે પરોપકારનું બીજ પરમેશ્વરને ત્યાંહજ પ્રથમથી છે. ત્યાંહથી તે લોકોમાં ઉતરે છે. તેને લીધે પરોપકારી પુરૂષો અવતરે છે. પૂર્વોક્ત દુર્યોધનાદિક દુર્જનદૈત્યો એ સજ્જન, ધર્મનિષ્ઠ, સત્ત્વસ્થ એવા પાંડવોને છળનારા ઠરેલા છે; સર્વદા કાંઇપણ સંકટ,

અને તે પણ પોતાને અપરિહાર્ય, એવી સ્થિતિમાં તેઓ ભગવાનના શરણાગત થઈ રહ્યા. તેથી તેમનું રક્ષણ કરવું, એ પ્રભુસંકલ્પ ઠરેલોજ છે. એમને આગળ કરીને, એમનું નિમિત્ત કરીને, દુર્યોધનાદિક દુર્જનોનો સંહાર કરવાનો, એ પ્રભુનો સંકલ્પ અવશ્ય છેજ. ને એમ હોવાથીજ યુદ્ધ થવું જોઇએ એ ભગવાનનો જે આગ્રહ છે તે પણ એટલાજ માટે છે. વસ્તુતઃ समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः એટલે હું સર્વભૂતોમાં સમસ્વરૂપ છું, મને કોઈ શત્રુ નથી કે મિત્ર નથી, એવો હું પોતે છું. તોપણ ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् એટલે જે પ્રીતિથી મારૂં ભજન કરે છે, તેમનામાં હું હોઉં છું અને મારામાં તેઓ હોય છે. અર્થાત્ હું કલ્પતરૂ જેવો છું. કલ્પતરૂને કોઇ શત્રુ નથી કે મિત્ર નથી, જે જે કલ્પનાથી તેની પાસે જાય છે, તેને તે તેવો ફળદાયક થાય છે; તદ્વત્ પરમેશ્વર છે. સાત્ત્વિકને વિષે તેને પ્રેમ છે અને રાજસ-તામસને વિષે તે નિષ્ઠુર છે, એવો એ પ્રકાર હોવાનું કારણ કલ્પકની સુષ્ટદુષ્ટ કલ્પના; અથવા દર્પણનું દૃષ્ટાંત વિશેષ સારૂં છે. એટલે દર્પણ પોતામાં જોનારા જેવું તેને તેનું પ્રતિબિંબ દેખાડે છે, તેને જાતે સારો નરતો કોઇપણ નથી; આ ઉપરથી જગતના ધારણ પોષણ સારૂ ધર્મ, નીતિ, ન્યાય જોઇએ છે. એ એક અહિં તત્ત્વવિચાર છે. એટલે ધર્મ કિંવા નીતિ અથવા એ બંને આ જગત્માં નિત્ય જોઇએ છે, અધર્મ કિંવા અન્યાય એ ન હોવાં જોઇએ; એવી જે સમજણ છે, તે સુરક્ષિત રહે, એટલે જગત્નું ધારણપોષણ બરોબર થવું; તેથી તેનો નિયામક જે ઇશ્વર, તેજ આ સર્વ વ્યવસ્થા રાખે છે, અને તેણે તે રાખવી જોઇએ. પ્રલ્હાદના ભુંડા હાલ થયા, પરંતુ અંતે તે ધન્ય થયો. ઇશ્વર તેની બાજૂનો હતો. न मे भक्तः प्रणश्यति એ તેના શબ્દ તેને ખરા કરવાના હોય છે. અર્જુનને એ ચોખ્ખો ભ્રમ કે, દુર્યોધનાદિક દુર્જન તે સ્વજન; તે તદ્દન ગાંડો થઈ ગયો! તેના લક્ષમાં પણ આવ્યું નહી કે, દુર્જનોને સ્વજન કેમ કહેવાય? એનાથી તો અનીતિને, અધર્મને સામું ઉત્તેજનજ

મળશે, એ વાત ઇશ્વરને માન્ય નથી. તે તો ધર્મનો વાલી, તે તો ન્યાયપ્રિય છે. તેથી જેને માટે તેનો અવતાર, તે ધર્મકૃત્ય, તે નીતિકૃત્ય સફળ કર્યાવિના થોડોજ રહેવાનો! અર્થાત્ અર્જુને ઈશ્વરસંકલ્પને અન્યથા કરવા જવું અશક્ય છે. यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम (૧૮ નો ૭૮ મો.) આ શ્લોકમાં ध्रुवा नीतिः એવા શબ્દ છે. તેથી એમ સ્પષ્ટ તાત્પર્ય દેખાય છે કે, નીતિને શાશ્વત વસતિસ્થાન જો કાંઇ હશે તો તે શ્રીકૃષ્ણ જેવા, અર્જુન જેવા દૈવી શક્તિના મહાત્માજ છે. અર્થાત્ જગતના ધારણપોષણની વ્યવસ્થા થવા સારૂ નીતિશાસ્ત્રના નિયમ, તેમનો નિયામક અને અનુષ્ઠાતા, એ અવશ્ય છે. અને એ સર્વ સંપૂર્ણસંઘ અહીં ભેળો થયેલો છે, એમ સંજયનું મત છે. તે અર્થે પ્રસ્તુત ગીતામાં સાંખ્યયોગાદિ નિવૃત્તિલક્ષણ ધર્મનું જેમ નિરૂપણ છે, તેમ પ્રવૃત્તિરૂપ ધાર્મિક કર્મયોગના નિરૂપણમાં નીતિવિષયક નિરૂપણ પણ વિવક્ષિત છે, અને તે દૈવી સંપત્ કિંવા દૈવીપ્રકૃતિ, અને આસુરી સંપત્ કિંવા રાક્ષસી આસુરી પ્રકૃતિ એ વિભાગ વર્ણવેલો છે, એના ઉપરથી સ્પષ્ટ દેખાય છે. 'નીતિતત્ત્વ નિરૂપણયોગ' નામથી વિશેષ નિર્દેશ કરીને એકાદો પણ તેવો અધ્યાય નથી, એ તકરાર હવે તદ્દન વ્યર્થ છે. અસ્તુ. અર્જુને પ્રસ્તુત યુદ્ધ કરવું, એ ઇતર કોઈપણ કારણ માટે ન જોઈતું હોય તોપણ દૈવી સંપત્તિના કિંવા દૈવી પ્રકૃતિના સંગોપનાર્થે કરવું આવશ્યક છે. સારાંશ એજ કે, दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता એટલે જે મોક્ષરૂપ ધ્યેયને માટે સર્વ ખટપટ કરવાની, તેની સાધનસામગ્રી તો દૈવી સંપત્ છે, અને આસુરી સંપત્ બંધનું દૃઢ કારણ છે. તેથી મુમુક્ષુ એવા અર્જુનને મોક્ષસિદ્ધિસારૂ સુદૈવે તેને ભાગે આવેલી દૈવી સંપત્તિનો સ્વીકાર કરવોજ જોઇએ. ધર્મ એ તરણોપાય છે. પરંતુ તે ધર્મ શરીરરૂપ સાધનથી સાધવાનો છે, તે સાધવા જતાં શરીરને વ્યાધિએ પછાડયું અને ધર્માનુષ્ઠાન અટકી પડવાનો વખત આવ્યો, એવી સ્થિતિ થશે, તો વ્યાધિની નિવૃત્તિ

ઔષધથી કરવી. એટલે પ્રતિબંધનિવૃત્તિપૂર્વક સ્વેષ્ટસિદ્ધિનું સાધન કરતા રહેવું. અર્થાત્ અર્જુને આસુરી સંપત્તિનો સંપર્ક કિંવા પ્રવેશ અવિવેકથી પોતામાં ન થવા દેતાં દૈવી સંપત્તિના બળથી પોતાનો મોક્ષ-માર્ગ નિષ્કંટક કરવો આવશ્યક હતું. અર્જુનને વ્યક્તિસ્વાતંત્ર્યની કિંવા વિચારસ્વાતંત્ર્યની દૃષ્ટિએ કર્મયોગ જોઇતો ન્હોતો. તોપણ વિશ્વકુટુંબક ભગવાનને ન્યાય-અન્યાય-વિચાર કર્તવ્ય છે, નિગ્રહ-અનુગ્રહ કર્તવ્ય હોય છે, આ પદ્ધતિ જગત્ માંહેલા પ્રત્યેક મનુષ્યે પોતાના વ્યક્તિત્વની કક્ષામાં પણ પ્રમાણશઃ અનુસર્તવ્ય છે. પછી તે મનુષ્ય જીવનમુક્ત હો, કે ભલે સાધક હો. શ્રી કૃષ્ણને જગતમાં જીવતો મનુષ્ય એવો જોઇએ છે કે, સાધક મુમુક્ષુદશામાંજ તેણે આ પદ્ધતિને અનુસાર અભ્યાસ કરવાનો છે, એટલે તે જીવનમુક્ત દશામાં તેવો સહેજ હોઈ શકે. અર્જુને આ પદ્ધતિએ વર્તવું એ ભગવાનને ઇષ્ટ છે. તેથી અર્જુને યુદ્ધ શા માટે કરવું, એનું ખરૂં કારણ, ભગવાનને મતે ધર્મ-રક્ષણ, નીતિરક્ષણ થવું જોઇએ એ છે. ભગવાનને જાતે એવી ચિંતા ચોટેલી છે કે, ધર્મસંસ્થાપના માટે આપણે આવેલા, સાધુસંરક્ષણ, દુર્જનસંહાર, એ માટે આપણે આવેલા, તે પોતાનું કર્તવ્ય ન સાધિયે તો આપણે સર્વથા વ્યર્થ અવતર્યા, उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् । संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः (૧૩ નો ૨૪ મો.) તાત્પર્ય એજ કે, ભગવાન્ કહે છે, 'હું પોતાનું કર્તવ્ય નહી કરીશ તો હુંજ આ લોકોનો ઘાત કરનારો, એટલે તેમના કલ્યાણનો નાશ કરનારો ઠરીશ. મારા ઉપરનો લોકોનો વિશ્વાસ ઉઠી જશે. તેઓ સ્વૈરવર્તનના થઇને નષ્ટ થશે અને આ સર્વ અનર્થનું હુંજ કારણ થઈશ. તેથી મારા સંતોષાર્થે, ઓ અર્જુન, તું મારૂં અનુસરણ કર.' એ વાત ભગવાને मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि આ વાક્યે પૂર્વે સૂચવેલીજ છે. એટલે 'મારે માટે પણ ઓ અર્જુન, તું કર્મયોગ જો કે કરીશ, તોપણ તને તારી ઇષ્ટસિદ્ધિ થશેજ. તારી ઇષ્ટસિદ્ધિને વિઘ્ન થશે નહી, ખોટ પડશે નહી.' તાત્પર્ય

એજ કે, અર્જુનને પોતાની સંપૂર્ણ વિચારદૃષ્ટિએ યુદ્ધકર્તવ્યતા પટતી નથી, તોપણ ભગવાનને માટે એટલે તેમના સંતોષ માટે, ઇચ્છા માટે, તેમની આજ્ઞા સારૂ, શ્રી ગુરૂબુદ્ધિએ તેમની સેવા માટે, આપણે તેમના તેથીજ, તેમના હેતુમાં ભળી જવું ઉચિત છે. અર્થાત્ દુર્યોધનાદિકોની સાથે ભગવાનની સહાયથી અર્જુને યુદ્ધ કરવુંજ જોઇએ. એમ તેણે ન કરવું એટલે અજ્ઞ બાળકને વિદ્યાર્જન માટે ગુરૂગૃહે રાખો મા. તે બાળકને વિદ્યા શિખવાનું કષ્ટ થશે. ગુરૂ શિક્ષા કરે છે તે ન થવી જોઇએ, એમજ તે કહેવાનો! તાત્પર્ય એજ કે, દુષ્ટોનો સંહાર એ તો તમની શુદ્ધિનોજ એક ઉપાય છે. શાસ્ત્રમાર્ગે સ્વશુદ્ધિનો ઉપાય પોતેજ પોતાનો કરવો જોઇએ, નહી તો ઇશ્વર તે કરાવવા માંડે છે, તેવો યોગ ઉભો કરે છે; પરંતુ રોગનો પરિહાર કરવો, એટલે જેને રોગ થયેલો છે, તેનો નાશ કરવો એવો અર્થ કોઇપણ લેતો નથી. તદ્વત્ દુષ્ટોનો સંહાર કરવો એટલે તે જે દોષથી દુષ્ટ કિંવા દૂષિત થયેલા હોય છે, તેમના તે દોષોનું નિરસન કરીને તેમને ધર્મનિષ્ઠ, ન્યાયનિષ્ઠ, કરવાનોજ તે પ્રકાર છે. અર્થાત્ આત્મા કિંવા જીવ એ દૃષ્ટિએ કોઇપણ વખતે કોઇનો સ્વરૂપતઃ નાશ થતો નથી, અને કોઇથી કરાતો પણ નથી; કેવળ તેમની રાજસ-તામસ પ્રકૃતિની સુધારણા કર્તવ્ય હોય છે. અર્થાત્ જે જીવોના આધ્યાત્મિકસ્વરૂપમાં રાજસ-તામસ પ્રકૃતિનો કાટ ચઢેલો હોય છે, તે માત્ર કાઢી નાંખવા સારૂ કોઇ કોઈ વખતે યુદ્ધ જેવા ઘોર ઉપાય યોજવાની જરૂર પડે છે. અને એ પણ ઇશ્વરીયજ યોજના છે. એજ અર્જુન ભૂલી ગયો હતો. જીવનું તાત્ત્વિકસ્વરૂપ સર્વદા સ્વાભાવિક શુદ્ધજ છે, તે ચોખ્ખું સોનું છે. તેમાં હીણ કસનો ભાગ જે પ્રકૃતિગત રાજસ-તામસ સ્વભાવ, તે બાળી મુકીને ચોખ્ખું સોનું તારવવું પડે છે. તેમજ જીવને શુદ્ધસ્વરૂપે રહેવા સારૂ અનેક ઉપાય કર્તવ્ય હોય છે. તેથી એ અર્જુન, તું પોતાના આધ્યાત્મિક કલ્યાણની અને ઉન્નત્તિની જેવી અપેક્ષા રાખે છે, તેવી આ દુર્યોધનાદિકોના કલ્યાણ માટે પણ

તને કાળજી રાખવી જોઇતી હતી. રણમાં યુદ્ધ નિમિત્તે કદાચિત્ એ તારા દુર્યોધનાદિક સ્વજન મરશે, તે ન મરવા માટે તને ઘણીજ મોટી ઉંડી લાગણી થાય છે, પરંતુ તેમને કોઇ વખતે પણ મરણ આવશેજ નહી એવું છે કે? અર્થાત્ જન્મમરણાદિ ભયની ચિંતામાંથી એ પણ મુક્ત થાય એવા પ્રકારની એમને માટે તને કાંઇપણ ચિંતા જણાતી નહી હોય. તે તને જણાતી હત તો તું યુદ્ધથી વિમુખ થાતજ નહી. તને અત્યંત મોટી કૃપાની લાગણી થઇને તું ઘોર યુદ્ધથી વિમુખ થવા ઇચ્છે છે એ બીના કોઇ શસ્ત્રવૈદ્યે કોઇએક રોગી ઉપર શસ્ત્રપ્રયોગ કરીને તેને વ્યાધિથી નિર્મુક્ત કરવાની અવશ્ય જરૂરિયાત છતાં તેજ શસ્ત્રવૈદ્ય આગળ જોવામાં આવનારા રક્તસ્રાવની કલ્પનાથી સદય થઈ શસ્ત્રપ્રયોગ કરવાથી વિમુખ થાય, એવા પ્રકારની થાય છે. ધાર, તું યુદ્ધ કરતો નથી, તો એમની સુધારણા થશે કે એ અધિક ઉન્મત્ત થશે? કયું અધિક સંભવનીય છે? પોતે અધિક ઉન્મત્ત થઇને અધઃપાતને પામીશું એ ભાવના હમણા એમના લક્ષમાં આવતી નથી, આપણા લક્ષમાં આવે છે, એ વાત ખરી કે નહી? ને જો એ વાત ખરી છે તો પ્રસ્તુત યુદ્ધક્રિયાથી એમની સુધારણા કરવા આપણે દક્ષ હોવું જોઇએ. આપણે તેમના ઉપર દયા કરિયે છિયે એમ તેઓ સમજશે નહી. એ પણ ખરૂં છે. પરંતુ આપણો એમાં મોટો ફાયદો છે માટે યુદ્ધ કરવાનું એ કલ્પના તો અત્યંત અધમ છે. તથાપિ પરિણામે શત્રુપક્ષને પણ લાભ થનારો છે, ને તેપણ ઘણોજ મોટો છે; આજે તારી મતિ જેમ સન્માર્ગનિષ્ઠ હોવાથી સાંખ્ય, યોગ, વેદાંત, અધ્યાત્મ, વિશ્વરૂપદર્શન ઇત્યાદિ મહાલાભને તું પાત્ર થયો છે, એ પાત્રતા આ સ્વજનભૂત દુર્યોધનાદિકને આવે એવો વિચાર તને કેમ ન સુઝે? ઠીક છે, એ પાત્રતા જો એમનામાં ઉત્પન્ન થવી જોઇએ, તો કૃતપાપનું ક્ષાલન થયા વિના તે એમને આવશે કે? અર્થાત્ એમનું તે પાપક્ષાલન હમણા એમના સંહારવિના થવાનુંજ નથી. એવુંજ થઈ પડેલું છે. તે અર્થે આ યુદ્ધ કરવું એ સર્વનાજ મોક્ષરૂપ

ધ્યેયસિદ્ધિનું આદ્યસાધન છે, એ વાત તારે ગળે બરાબર ઉતરવી જોઇએ. ઓ અર્જુન, તું કહેતો હતો કે, 'એવું બ્રહ્માત્મૈક્યજ્ઞાન સાંભળ્યા પછી યુદ્ધ કરવું એ તો સમુદ્ર ઉપરનું તોફાન છે.' તો મારૂં તને હમણા એમ કહેવાનું છે કે, તત્ત્વજ્ઞાનથી નૈસર્ગિક વ્યવહારનો લોપ થતો નથી. એટલે ઈશ્વરીય વ્યવસ્થામાં કિંવા નિયમબદ્ધ સ્થિતિમાં ફેરફાર થાય છે કે? થતો નથી. એટલે અગ્નિ ઉષ્ણસ્વરૂપજ નિત્ય ભાસવાનો, ઉદક શીતસ્વભાવજ ભાસવાનું, કાન શબ્દગ્રહણજ કરવાના, નેત્ર રૂપદર્શનજ કરવાના, જળ નિમ્નગામીજ હોવાનું, પ્રાણ એ ક્ષુધાતૃષાધર્મનાજ હોવાના. તાત્પર્ય એજ કે, વ્યવહારપરત્વે દ્વૈતભાસ જે નિયમોએ નિબદ્ધ હોય છે, તે તેવાજ હોવાના. આપણે તેમાં અદ્વૈત જોઇએ છે, તે કેવળ સત્તા, કેવળ ચિત્સ્ફુરણ, આ અંશેજ જોવાના. કર્મ અને ભોગ ઈત્યાદિરૂપ સંસારવ્યવહાર એ નિયમબદ્ધ હોવાનો. રોગ છે તો ઉપાય પણ હોવાનો, સુષ્ટ દુષ્ટ એ દ્વંદ્વપ્રકાર હોવાના, નિગ્રહ, અનુગ્રહ, વિગ્રહ, સંગ્રહ એ પ્રકાર ચાલવાનાજ. તાત્પર્ય એજ કે, સ્વપ્નો, મૃગજળ, રજ્જુસર્પ એમને આપણે વિચારાંતે મિથ્યા કહિશું, તોપણ તે ભાસ્યાવિના રહેતા નથી, તેમ આ દ્વૈતમય વ્યવહારને આપણે મિથ્યા ધારિશું, તોપણ તે ભાસ્યા વિના રહેતો નથી. મન, ઇંદ્રિય ઈત્યાદિ ઉપાધિ છે ત્યાંહ સુધી એ દ્વૈતમય વ્યવહારભાસ એવોજ ભાસવાનો. તેમાં પૂર્વોક્ત નિયમબદ્ધ પ્રકાર પણ હોવાનોજ. ભલે તું બદ્રિકાશ્રમે જઇશ અને ત્યાંહ અનંત-કાળ ટકે એવી નિર્વિકલ્પ સમાધિ સાધીશ તોપણ વિશેષ શું છે? મનને પુરી મુકવું એજ પુરૂષાર્થ એમ તું સમજે છે એજ એમાં સિદ્ધ થાય છે. સ્વસ્વરૂપ સ્થિતિલક્ષણ બ્રહ્માત્મભાવરૂપ ખરો મોક્ષ તે નથી. તે જ્ઞાનૈકગમ્ય છે. તાત્પર્ય એજ કે, अयमेव हि ते बंधः समाधिमनुतिष्ठसि એટલે સમાધિ કરીને તે ટકાવવાનો અંતરંગ પ્રયત્ન કરતા રહેવું એ પણ એક કર્મબંધજ છે, તે તારા લક્ષમાં કેમ આવતું નથી? मूढो नाप्नोति तद्ब्रह्म यतो भवितुमिच्छति ઓ અર્જુન, હું સ્પષ્ટ કહું છું કે, 'મારે મનો-

નિરોધરૂપ સમાધિથી બ્રહ્મરૂપ થવાનું છે' એમ જે ધારે છે, તે મૂઢજ છે, તેને બ્રહ્મ પ્રાપ્ત થતુંજ નથી, જે બ્રહ્મસંબંધે 'કેવળ વ્યવહાર માટે અજ્ઞાન સ્વીકારીને જ્ઞાનવડે તે પ્રાપ્ત થાય છે' એમ કહેવામાં આવે છે; વસ્તુતઃ જ્ઞાનાજ્ઞાન કલ્પનાવિરહિત તે બ્રહ્માત્મૈક્ય સહજ નિત્યસિદ્ધ છે. એજ ખરૂં રહસ્ય. તત્ત્વજ્ઞાન દૃષ્ટિએ સર્વ ઐક્ય; તે દૃષ્ટિએ હવે તને શંકા ન હોવી જોઇએ અને મને પણ સમાધાન કહેવાનું નથી.

દ્વૈવિકદૃષ્ટિએ અર્જુન અધિકારિ કોટિનો છે. એની તેને બરોબર સ્મૃતિ રહેલી નથી; 'पांडवानां धनंजयः પાંડવોમાં ધનંજન તે હું, અને वृष्णीनां वासुदेवोऽस्मि–વૃષ્ણિ–યાદવ–માં વાસુદેવ તે હું, એ અર્જુન, તું મનુષ્યલોકનો પ્રતિનિધિભૂત નરાવતાર અને હું ઇશ્વરનો કિંવા પ્રત્યક્ષ આદિનારાયણનો અવતાર, અર્થાત્ તું નર અને હું નારાયણ, એમ આપણે નરનારાયણસંજ્ઞિત ઋષિરૂપે જગત્‌ના સર્વ પ્રકારના કલ્યાણાર્થે સદા તપોનિષ્ઠતાએ થયેલા, એવા છતાં તને તે પૂર્વ સ્મૃતિ નષ્ટ થવી, આશ્ચર્ય છે! અથવા આશ્ચર્ય તે શાનું! મનુષ્યાકારતાના આવિર્ભાવમાં વિસ્મૃતિ હોય છે, એ નટન તું કરવાનોજ, અને હું પણ તને ઇશારો આપવા સારૂ બુદ્ધિયોગરૂપ સારથ્ય કરવા સિદ્ધ હોવાનોજ. અસ્તુ. તને અજ્ઞાન, વિસ્મૃતિ, કૃપા અને શોક એ જે વિકાર ઉદ્ભવ્યા છે, તે પામર એવા મનુષ્યસૃષ્ટિના કલ્યાણાર્થેજ ઉદ્ભવેલા છે. ને તેથીજ સમસ્ત પુરૂષાર્થ પ્રકાશન કરનારૂં આ ગીતાશાસ્ત્ર જગત્‌ને મળવાનો યોગ આવ્યો. એમ હોવાથી હવે એટલું જ્ઞાન હસ્તગત થયા પછી પણ મારો સર્વ ઉપદેશ તને પટે છે કે?' એ ભગવાનનું ભાષણ સાંભળીને અર્જુન સાવ શરમાઈ ગયો અને બોલ્યો કે, 'ભગવન્, હવે મારો મોહ નષ્ટ થયો, હું શુદ્ધિ ઉપર આવ્યો. હવે મને સર્વ યાદ આવે છે. આપનું કહેવું મને કબૂલ છે. હવે મને કાંઇપણ સંશય નથી. ભગવન્, મારૂં પૂર્ણ કલ્યાણ કરવું એ આપની નિર્હેતુક લાગણી છે; તેજ અમોને આપના તરફ તાણી રહેલી છે, અમોને લાગે છે કે અમેજ

ડાહ્યા તેથી સ્વતંત્ર બુદ્ધિએ વર્તવાના! ભગવન્, તે ચાહે તે હો, આજ સુધી આપનો અધિકાર ન ઓળખીને, આપની સાથે સમાનતાને સંબંધે વર્તવાની ટેવ પડીને એ અમારો સખા એમજ હું ગણતો હતો. અને તેજ સખ્યત્વને સંબંધે આજ અહિં સુધી આપની કૃપાનો મને પાત્ર કર્યો છે. તે અર્થે એજ આપને વિષેની સખ્યભક્તિ મને નિરંતર અખંડ હજો. ભગવન્, करिष्ये वचनं तव એમ અનંતમુખસંપન્ન થઇને અનંતવાર માટે ફરીથી એકજવાર કહું છું. એમાંજ બધુ માની લેજો, અને સંતુષ્ટ થજો. હવે આપના સંતોષાર્થે એક યુદ્ધજ તો શું, પરંતુ આપ કહેશો તે કરવાને હું તૈયાર છું.' હવે અર્જુનની બરોબર પાકી ખાત્રી પટી કે, ઇશ્વર એ મુખ્ય અંતર્યામી, તે સર્વાધ્યક્ષ, તે કર્માધ્યક્ષ, તે હિરણ્યગર્ભ, તે વિરાટ્રૂપ, બ્રાહ્મણ એ તેનું મુખ, અમો ક્ષત્રિય તેના હાથ, વૈશ્ય એ તેની સાથળ, અને શૂદ્ર એ તેના પગ; એવી સ્થિતિમાં હું એ ભગવાનનો હાથ છું. તે જેમ તેને વાપરે તેમ ભલે વપરાવો. દુર્યોધનાદિ એ દુર્જન દૈત્ય છતાં હું તેમને સ્વજન ધારૂં છું, એક ઠીક નથી. હું તેમના ઉપર કૃપા કરવા ઇચ્છું છું, તે નીતિ-વિરૂદ્ધ છે, ધર્મવિરૂદ્ધ છે. અર્થાત્ ધર્મ, નીતિ, એમની વિરૂદ્ધ કૃપા કરવી એ અન્યાય છે; ધર્મ અને નીતિ, એમના યોગથી સર્વેનું હિતજ થવાનું. હમણા આ દુર્યોધનાદિકો ઉપર મારે કૃપા કરવી એ તો અંતે એમનું અહિતજ થવાનું; તેથી પરિણામે સર્વને આનંદ આપનારી જે નીતિ કિંવા ધર્મશીલતા, તેજ અમોને સ્વજનો કરતાં પેહેલી જોઇએ છે. શ્રી કૃષ્ણની પદ્ધતિજ જગદ્વ્યવસ્થાની દૃષ્ટિએ અંગીકારવા યોગ્ય છે. તે અર્થે તેમને જે ઇષ્ટ છે, તેજ અમારે કરવું; અમોને પણ વિચારાંતે તેજ ઇષ્ટ હોવું જોઈએ.' એમ લક્ષમાં ધારીને 'करिष्ये वचनं तव ભગવન્, આપનું કહેવું મને કબૂલ છે, એમ હુ વારંવાર કહું છું.' અસ્તુ.

આ પ્રસ્તુતના વિચાર ઉપરથી અમારા પૂર્વના લેખમાં કિંવા વિચા-રમાં કાંઇક વિરોધ છે એમ સકૃદ્દર્શને કેટલાએકને લાગવા જેવું છે.

પરંતુ વિરોધ છેજ નહી. કારણ કે, પૂર્વનો જે સર્વ વિચાર છે, તે સર્વ સાધારણ જીવ કોટિની ભૂમિકાની દૃષ્ટિએ છે અને પ્રસ્તુત વિચાર ઈશ્વર કોટિની ભૂમિકાની દૃષ્ટિએ છે. ઈશ્વર એ મનુષ્યાકારે અવતરે તોપણ તેના સર્વ વર્તનનો ઢંગ મનુષ્યોની સર્વ અટકળોની બહારનો હોય છે, પ્રસ્તુત પ્રસંગે જેવા ભગવાન્ શ્રીકૃષ્ણ, તેવોજ તદ્યોગ્ય અર્જુન; તેમનું પ્રથમ વર્તન સર્વ સાધારણ મનુષ્યકોટિની દૃષ્ટિએ થયું. પરંતુ ત્યાર પછી શ્રી ભગવાને તેનામાં પોતાની ઇશ્વરીય માયા શક્તિની પ્રેરણા કરવાથી તે ભગવાનની સમાનવૃત્તિનો થયો. એટલે ભગવાન બાજીગર અને એ તેમનો હુંડિબાગ. એવી એ જોડ ગુરૂશિષ્યરૂપે કેટલાએક વખત સુધી વાદવિવાદ કરતી હતી. તેમાં શિષ્યની ચઢતી થવી એ ગુરૂબાજીગરને પ્રિય લાગે છે, પરંતુ બાજીગરનું સર્વ કસબ હુંડિબાગને મળવામાં બાજીગરજ ગુરૂ ઠરે છે. તેથી જે ગુરૂમત, જે ગુરૂબુદ્ધિ તેજ વિશેષ હોવાથી ગુરૂની ચઢતી તો સર્વદા અખંડજ છે. શિષ્યની કે હુંડિબાગની ચઢતી દેખાવવામાં તેની વિશિષ્ટ પાત્રતાજ ઠરે છે, એટલુંજ છે; અને તે બાજીગરને કિંવા ગુરૂને શિષ્યને વિષે સ્વસામ્યતા આપવાને પ્રસન્ન કરે છે. અર્થાત્ એક દીવા ઉપરથી પ્રગટવામાં આવનારો બીજો દીવો તત્સમાન સ્વરૂપનો થાય છે. એ સ્થિતિ અર્જુનને પ્રાપ્ત થઇ, એટલુંજ નહી તો સર્વ સાધારણતાએ ઇતર જીવન્મુક્તોને ન મળનારો એવો અધિકારિકોટિમાં પ્રવેશ પણ તેનો થયો હતો. એટલે પ્રથમ તો તે ઇંદ્રનો અંશ હતો; વળી તે નરસંજ્ઞિત ઋષિ પણ હતો, એવી તેના સંબંધે અવાંતર હકિગત છે. આ ઉપરથી ભગવાન્ ગુરૂ અને અર્જુન શિષ્ય એ બનાવ તો અત્યંત અપૂર્વ છે. તેથી હવે વિવાદ કિંવા વિરોધ કાંઇપણ છેજ નહી. પ્રસ્તુત ગુરૂશિષ્યસંવાદમાં સંવાદ છે. એટલે અવિરોધ છે. ઉભયમાં ઐક્યમત્ય થયું. અર્જુન કૃતાર્થ ઠર્યો.

તથાપિ, અર્જુન અજ્ઞાની કે જ્ઞાની? એ એક અવાંતર પ્રશ્ન કેટલા-

એકનો છેજ. કેટલાએકને એમ લાગે છે કે, તે અજ્ઞાનીજ રહેલો હોવો જોઇએ. એમ કહેવાને મુખ્ય કારણ એ છે કે, તેને આગળ જતાં અનુગીતાપ્રકરણ સાંભળવું પડયું; ભગવાને તે જ્ઞાન તેને છત્રીસ અધ્યાયોથી કહ્યું. અર્થાત્ તે જો પ્રથમના ગીતા શ્રવણથી જ્ઞાની થયેલો હત તો એ અનુગીતાશ્રવણ કરવાની આવશ્યકતાજ તેને જણાત નહી. એમ હોવાથી આ ઉપર બીજા કેટલાએક એમ કહે છે કે, ભાઈ! ઉચિત વિચાર કરો! અગિયારમા અધ્યાયના પહેલા શ્લોક ઉપર બરોબર લક્ષ આપો, અને ત્યાર પછી તમારી જીભલડીને નચાવો. અહિં અર્જુન દબાણ કિંવા શરમ વિના પોતાની મેળે એમ કહે છે કે, ભગવન, આપે જે અધ્યાત્મસંજ્ઞિત ગુહ્ય જ્ઞાનવિચાર મને સંભળાવ્યો, તેનાથી મારો મોહ વિશેષત: ગયો; અને એજ તેણે પોતાનો અભિપ્રાય આગળ અંતે ભગવાને અઢારમાના ઓત્તેરમા શ્લોકથી પ્રશ્ન પુછવા ઉપરથી તેણે ઉત્તર-રૂપે અઢારના તોત્તેરમા શ્લોકમાં જણાવેલો છે. એમ હોવાથી તે અજ્ઞાનીજ રહ્યો એમ કેમ કહી શકાય? આ ઉપર પહેલા વાદી એમ કહે છે કે, ભાઇશ્રી સાત, તે જ્ઞાન તો ઠાલું શાબ્દિક કિંવા યૌક્તિક છે, અથવા પરોક્ષ છે. એટલે અનુભવાત્મક નથી, ને તેથીજ તેને તે દૃઢાપરોક્ષ કરાવવા સારૂ અનુગીતા પ્રકરણ સાંભળવું પડયું, એમ માનિયે એટલે થયું. આ ઉપર ત્રીજા એક કહે છે કે, અનુગીતા પ્રકરણ સાંભળીને પણ તેને તે દૃઢાપરોક્ષજ્ઞાન થયુંજ હશે એમ માનવાને સાધન શું છે! એમજ શા માટે ન માનિયે કે, ભગવાને અર્જુનને પ્રથમ ચોથા અધ્યાયમાં એમ જણાવેલું છે કે, 'ઓ અર્જુન, એ જ્ઞાન તું અનુભવસંપન્ન તથા શાસ્ત્રીયજ્ઞાનસંપન્ન એવા તત્ત્વવેત્તા સદ્ગુરૂ પાસેથી, તેમની સેવા કરીને તેમની કૃપાથી સમજી લે.' અર્થાત્ એ ભગવાનના શબ્દ જો ખરા માનવાના છે તો અર્જુનને તેમના ઉક્તાનુસારે વિવક્ષિત પદ્ધતિથી અદ્યાપિ (અનુગીતા સાંભળી હોય તોપણ) સમજી લેવું અને તેને તે દૃઢાપરોક્ષ થવું એવુંજ તેનું ભાવષ્ય ભગવાને વર્તાવેલું છે, એમ કેમ ન માનિયે?

આ ઉપર ચોથા ડાહ્યા બોલ્યા કે, અરે, ભગવાનની એ ભવિષ્યોક્તિ પ્રમાણે અર્જુને એ જ્ઞાન આગળ જતાં કોની પાસેથી સમજી લીધું વિગેરે માટે પ્રમાણ તો કાંઇપણ કયાંય ઇતિહાસમાં જડતું નથી; અમારી પાસેની એક જુની પોથીમાં તે નથીજ, અને બીજી એક પોથીમાં કદાચિત હશે તોપણ તે પ્રક્ષિપ્ત હોવાથી તેને પ્રમાણ માનવા અમો બંધાયેલા નથી, એમ હોવાથી ભગવાનની એ ભવિષ્યોક્તિ મિથ્યાજ ઠરે છે એમ કેમ ન માનિયે? આ ઉપર પાંચમો ગૃહસ્થ કહે છે કે, આ શું અમસ્થું તર્કટ ચલાવ્યું છે! આ માથાકુટનું કોઇપણ પ્રયોજન દેખાતુંજ નથી; અર્જુનના પ્રત્યક્ષ ઉદ્ગાર છતાં તેને ઉલાળી દેવા એ સર્વથા અયોગ્ય છે. તેના શબ્દનો જે સરળ અર્થ દેખાય છે, તેજ લેવો. તેમાં પોતાનું તર્કટ ઘુસાડવામાં કોઇને પણ લાભ નથી. હવે અનુગીતા શ્રવણ કરવી એ એક પ્રશ્ન રહે છે. તેનો વિચાર અન્ય દૃષ્ટિએ કરીએ એટલે વિરોધ રહેતો નથી. તે વિચાર એ કે, પાંડવોને કૃતકૃત્ય કરીને ભગવાન્ દ્વારકા જવા સિદ્ધ થયા છે; પરંતુ ભગવાનનો વિયોગ થાય છે એ મનમાં આવીને ભક્તિશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં અર્જુનના મનની સ્થિતિ કેવી થઇ હશે તે ‘ तादृशा एव जानंति ’ ‘ અનૂભવિ જે જન તેહ જાણે ’ એમજ કહેવું જોઇએ. સારાંશ એજ કે, ભગવાન્ હજી ચાર દિવસ વધારે રહે તો સારૂં. પરંતુ એ વાત હવે કયા યોગ્ય કારણથી સધાય? હમણા તો એવું કોઇપણ વ્યવહારિક કામ શેષ રહેલું નથી, કે જેને લીધે પોતાનું અહિં રોકાવવું આવશ્યક છે એમ ભગવાનને લાગે. તથાપિ અર્જુને એવું એક કારણ ભગવાનની આગળ મુકયું, કે તેને લીધે ભગવાનને હજી અહિં રોકાવવાની ખાસ જરૂર છે એમ લાગે. તે બોલ્યો, ભગવન્, આપે પૂર્વે યુદ્ધને પ્રસંગે મને જ્ઞાન કહ્યું, તે હું સર્વ ભૂલી ગયો! તે વખતે મારૂં ચિત્ત વ્યગ્ર થયેલું હતું, તેને લીધે મેં જેમ તેમ કાંઇક સાંભળ્યું ખરૂં, પરંતુ હમણા તો તે કાંઇપણ બરોબર સ્ફુરતું નથી, તેથી તે જ્ઞાન આપ ફરીથી કહો? અહિં તે એમ પણ

વધારે કહે છે કે, તે જ્ઞાન આ મંડળે ક્યાં સાંભળ્યું છે? હમણા તો સર્વને નિશ્ચિંતતા છે, તેથી આપે તે જ્ઞાન કહેવું જોઇએ. આ અર્જુનની પ્રાર્થના સાંભળીને ભગવાનના પગ દ્વારકા તરફ ઉપડે કે? તાત્પર્ય એજ કે, પ્રથમ તો એ તત્ત્વજ્ઞાન વિષયક પ્રશ્ન, ને તેમાં વળી તે અર્જુનનો, તેથી તેનું સમાધાન કર્યા વિના ભગવાનને ચાહે તેટલી ઉતાવળ હોય તોપણ જવું યોગ્ય નથી. હવે ભગવાન્ ચાર દિવસ વધુ રહેશે એ વાત ખરી, અને તેટલું સહવાસસૌખ્ય વધુ મળશે એ પણ ખરૂં, તોપણ ભગવાનના મુખથી તે વિષય સાંભળવા મળવો એ કેટલું દુર્ઘટ છે એ વાત એક અર્જુનજ જાણે! વળી પ્રસ્તુત વિષયજ એવો છે કે, તેમાં કરેલુંજ કરવાનું. 'હું ભૂલી ગયો' એમ જો કે અર્જુનના શબ્દ છે, તોપણ તે અક્ષરેઅક્ષર સ્વીકારવાના નથી; કારણ કે જે તત્ત્વજ્ઞાન એણે પૂર્વે સાંભળેલું છે, તે સ્વભાવે એવુંજ છે કે, તે કદાપિ ભૂલાવાનુંજ નથી. इयं ज्ञानकला राम सकृज्जातापि वर्धते એટલે એકજવાર આ જ્ઞાનકલા ઉદિત થઈ કે બસ છે, તેની ઉત્તરોત્તર વૃદ્ધિજ થતી રહેવાની, અર્થાત્ કદાપિ વિસ્મૃત તો થવાનીજ નથી. શ્રીગુરૂની અવકૃપા માત્ર એ જ્ઞાનને આવૃત કરવાને સમર્થ હોય છે. પરંતુ તે પ્રકાર તો અહીં છેજ નહી. અસ્તુ, પ્રસ્તુત અષ્ટાદશાધ્યાયાત્મક ગીતા ઉપરનું શ્રીમચ્છાંકરભાષ્ય જે કોઇ જોશે, તેને એ સ્પષ્ટ અવગત થશે કે, પ્રસ્તુત જ્ઞાનની વિસ્મૃતિ કિંવા અપ્રાપ્તતા અથવા અજ્ઞાતતા કોઇને પણ છેજ નહી. ભગવત્કૃપાથી સાક્ષાત્ ભગવાનનેજ મુખે ઉહાપોહપૂર્વક અનેક પ્રકારે સોપપત્તિક રીતે બ્રહ્માત્મૈક્યજ્ઞાન શ્રવણ જે અર્જુન જેવાને મળ્યું છે, તેને વિસ્મૃતિ થઇ એમ બોલવું વિવેકી મનુષ્યને કદાપિ ગમવાનુંજ નથી. પરંતુ 'વળી એકવાર વળી એકવાર!' કહીને સાંભળેલા ગાયન ફરી ફરીથી સાંભળવામાં થનારી તલ્લીનતા કોને જોઇતી નથી? તેમ કેવળ શાંતિમય શુદ્ધ નિર્વિષય આનંદરસનો આવિર્ભાવ કરનારા નિરતિશય પ્રેમાસ્પદ બ્રહ્માત્મૈક્યના નિરૂપણ વિષે કયો તજ્જ્ઞ મનુષ્ય તરસ્યો નહી હોય? એજ

સ્થિતિ અર્જુનની હતી. તેથી તેણે પુનશ્ચ પ્રાર્થના કરી એમજ માનવું. એમાં ઘણું રહસ્ય છે. એટલુંજ નહી તો, 'તે સમયનો તે ઉપદેશ એવોને એવોજ મારાથી પણ હમણા ઉઠાવી શકાશે નહી; કારણ કે તે સમયે હું પોતાની યોગયુક્ત અવસ્થામાં હતો, તે વખતે તે જે થઈ ગયો તે થઇજ ગયો. તે સમય જુદો. તે સ્થિતિ જુદી. તે સમયનું બધુંજ જુદું! હમણા તે ચમત્કારનું નામ શું કરવા લે છે! હમણા તે યોગનો તેવો જુસ્સો મારામાં છેજ નહી, તેથી તે મૌજ હવે મળવાની નથી. જે થઇ તે એકવાર થઇ ગઈ.' એમ જાતે ભગવાનજ બોલે છે, તો પછી હવે આ તેમના ઉદ્ગારનો ભાવાર્થ આપણે શો લેવાનો? અર્થાત્ હમણા ભગવાન્ ઉપદેશક થવાને અપાત્ર છે એવો ભાવાર્થ લેવાનો નથી, તો પૂર્વની ઉપદિષ્ટ ગીતાની મહત્તાજ એ અર્જુને અને ભગવાને ગાઇ. આ ઉપરથી 'હું ભૂલી ગયો' આ જે અર્જુનના ઉદ્ગાર છે તે માંહેલો ભાવાર્થ એજ કે, તે સમયે અંતઃકરણમાં થયેલો આનંદાવિર્ભાવ મારે હમણા એવોને એવોજ ભાવનાને માટે પ્રત્યક્ષ ખડો કરીને ભોગવવાનું કઠણ થઇ પડયું છે. ઇત્યાદિ અભિપ્રાય માનવામાંજ સયુક્તિકતા છે, એમ અમોને લાગે છે. અસ્તુ. અર્જુનને સોપપત્તિક જ્ઞાન થયું અને તે વજ્રલેપ પણ થયું છે. એમ છતાં 'તે જ્ઞાની કે અજ્ઞાની, એ માથાકૂટ કરવામાં અમોને કાંઇપણ વિશેષ મુદ્દો દેખાતો નથી. ભલે કોઇ તેને જ્ઞાની ઠરાવો, નહી તો અજ્ઞાની ઠરાવો, તેણે યુદ્ધાદિ કર્મયોગ કર્યો એ સર્વ પ્રકાર ભગવાનની ઇચ્છા માટે છે. વળી અમારા આગળ અષ્ટાદશાધ્યાયાત્મક ગીતા છે, તે વિના અન્યત્ર જવાની અમને ઇચ્છા થતીજ નથી. અર્જુનને મોઢે જે શબ્દ છે, તે, તે વખત પુરતાજ, તોપણ ભોજનોત્તરના ઓડકાર છે એ કોઇપણ સહૃદય માર્મિકને પટશે, એમ અમોને લાગે છે. અમો એમ સમજીયે છે કે, અર્જુન એટલે નરાવતાર. અર્થાત્ સર્વ મનુષ્યજાતિનો પ્રતિનિધિભૂત તે એક સજીવ પુતળું છે. તેથી 'હું ભૂલી ગયો' એમ તે ચાહે તેટલું કહેતો હોય તોપણ તે વાત

વિશ્વતોવ્યાપ્ત સર્વ મહાન એવા પરમેશ્વરના સંપૂર્ણ સામાન્ય વિશેષ જ્ઞાનની દૃષ્ટિએ ક્ષણમાત્ર વિનયવશાત્ યોગ્યજ થનારૂં છે, મનુષ્ય એ ભુલકણો છે એ વાત તે દેખાડે છે, એમ મનમાં આવતાં મૌજ છે. વસ્તુત: ભગવાનની કૃપાની દૃષ્ટિએ તે પૂર્ણ જ્ઞાનવાન્ હોવાનોજ. અર્જુનને પ્રસ્તુત ગીતોક્ત જ્ઞાન દૃઢાપરોક્ષ થયું કે નહી, એ માટે શ્રીમચ્છંકરાચાર્યને તો લેશ માત્ર પણ સંશય નથી. ભગવાનના વાક્ય માંહેલો ધ્વનિતાર્થ લક્ષમાં આવતાં તે (અર્જુન) કૃતકૃત્ય ઠરે છે, એમજ આચાર્યને લાગે છે. એના કરતાં આ પ્રશ્નની અધિક ચર્ચા અમોને જોઇતી નથી.

હવે અંતે કાંઇપણ ઉપસંહાર જોઇએ, તેથી અમો તે લખિયે છિયે. પ્રસ્તુત નિબંધ રચવાને નિમિત્ત એ થયું કે, અર્જુને યુદ્ધ શા માટે કર્યું એ પ્રશ્ન અમારા અંતઃકરણમાં ઉદ્ભવ્યો. પછી યથામતિ અલ્પવ્યાસંગથી ગીતા વિષે જે બોધ અમોને થયો, તેના યોગથી તે પ્રશ્નનું ઉત્તર પણ સાંપડયું. ત્યારે તે પ્રશ્ન અને તેનું તે ઉત્તર મળીને એક ઉપયુક્ત તથા મનોરંજક વિષય છે એમ જણાતાં અમે તે લખી કાઢયું, તેજ એ નિબંધ પ્રશ્નનું જે ઉત્તર મળ્યું તે અઢારમા અધ્યાય માંહેલા मन्मना भव ......(૬૫ મો.) सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः (૬૬ મો.) આ બે શ્લોક માંહિલા ભાવાર્થમાં મળ્યું. એટલે અર્જુને યુદ્ધ કર્યું તે કેવળ ભગવાનના સંતોષ માટે, પ્રેમ માટે, ઇચ્છા માટે કર્યું એમ અમારૂં માનવું છે. હવે, ભગવાનનો એટલો સંતોષ શા માટે રાખવો, તેમના ઉપર એટલો પ્રેમ શા માટે કરવો, તેમની ઇચ્છા શા માટે પૂર્ણ થવા દેવી, એનું કારણ એજ કે તેમણે શોકમોહનિવર્તક આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, વિશ્વરૂપદર્શન ઇત્યાદિ મહાલાભ આપેલા છે, એ ઉપકારનું સ્મરણ થતાં ભગવાન માટે શું કરવું, એમ અર્જુનને થયું હશે. સારાંશ એજ કે, ભગવાનનો સંતોષ રાખવો, પ્રેમ રાખવો, ઇચ્છા માન્ય કરવી ઇત્યાદિ પ્રકાર પ્રવૃત્ત પ્રવાહે થવાનોજ. પરંતુ ભગવાને નિરૂપેલા ઉપદેશનો મુખ્ય વિષય યુદ્ધ કરવું

કિંવા ઉપલક્ષણથી કર્મયોગ કરવો, એ નથી, એ વાત લક્ષમાં રાખવી જોઇએ. તોપછી ઉપદેશનો મુખ્ય વિષય શો? અર્થાત્ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય શો? એવો પ્રશ્ન ઉભો થાય છે. તેનું ઉત્તર એજ કે, શોકમોહનિવૃત્તિ એજ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે. શોકમોહ-નિવૃત્તિ એટલે મોક્ષલાભ, કિંવા બ્રહ્મપદલાભ એ મુદ્દો. અર્થાત્ મોક્ષ એ પરમપુરૂષાર્થ; તે મોક્ષજ મુખ્ય પ્રતિપાદ્ય વિષય. તે જે જ્ઞાનાદિક સાધનોથી પ્રાપ્ત થાય છે, તેઓ પણ ગીતાના પ્રતિપાદ્ય છેજ. પરંતુ મુખ્ય સાધ્યરૂપ હોવાથી મુખ્ય પ્રતિપાદ્યભૂત જે મોક્ષ તેને માટે તે સર્વ સાધનો હોવાથી મુખ્ય પ્રતિપાદ્ય કોટિમાં તે આવતા નથી. તેમનું પ્રતિપાદન આર્થિક હોવાથી અમુખ્ય ઠરે છે.

હવે અર્જુને યુદ્ધ કરવું એ ભગવાનનો ઉદ્દેશ કિંવા હેતુ તદ્દન નિશ્ચિત હતો, અને પોતે યુદ્ધ કરવું નથી, એ અર્જુનનો પણ હેતુ તેવોજ હતો. તેથી યુદ્ધ કરવા સંબંધે ભગવાને અનેક કારણો કહ્યાં, તે એને પટયાં નથી; તે પૈકી એકજ જો કારણ સયુક્તિક છે એમ એને પટયું હત, તો એણે યુદ્ધ કરવું એ વાદની મર્યાદા પૈકીજ ગણાત. પરંતુ એક્કે કારણ એને સયુક્તિક લાગતું નથી, એમ જોઇને ભગવાને પોતાનો ઉદ્દેશ કિંવા હેતુ પૂર્ણ થવો જોઇએ, એ વાત તેની પાસેથી मन्मना भव ......(૧૮ નો ૬૫ અને ૬૬ મો.) ઈત્યાદિ વાકયથી ધ્વનિતરૂપે એટલે અપ્રત્યક્ષ રીતે ગુરૂત્વના સંબંધે માગી લીધી, ત્યારે તે એને કબૂલ કરવી પડી, એમ અમો સમજીએ છિયે. આ ઉપરથી ન્યાયશાસ્ત્રના પંચાવયવી અનુમાન વાકયોથી અર્જુનની અનેકવાર ભગવાને ખાત્રી કરીને યુદ્ધ કરવાને તેને લગાડયો, એમ જે પૂર્વાપરપરામર્ષવિચાર-વિકલપુરૂષોને લાગવા જેવું છે તે અમોને લેશમાત્ર પણ કબૂલ નથી. ને તેથીજ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય કર્મયોગ તો સર્વથા નથી. નથી તે નથીજ. વળી આ વિના ગ્રંથનું તાત્પર્ય નિશ્ચિત કરવાનું, તે ઉપક્રમોપસંહાર ઉપરથી કરવાનું હોય છે. એ નિયમાનુસારે જોવા

જતાં વસ્તુત: ગ્રંથનો એટલે ઉપદેશનો મુખ્ય આરંભ अशोच्यानन्वशोचस्त्वम् ......(૨ નો ૧૧ મો.) અહિંથી છે; અને अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः (૧૮ નો ૬૩ મો.) અહિં ઉપદેશની મુખ્ય સમાપ્તિ છે. અર્થાત્ જે શોકમોહને લીધે અર્જુન યુદ્ધથી વિમુખ થયો હતો, 'તે શોક તું કર મા' આ મુદ્દા પાસે ઉપદેશનો પ્રવાહ આવીને મળ્યો છે. ને એમ હોવાથી ઉપક્રમોપસંહારનાં મ્હો બરોબર મળ્યાં છે. અર્થાત્ શોકમોહ-નિવૃત્તિરૂપ બ્રહ્મલાભ સંજ્ઞિત જે મોક્ષ, તે ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે; એજ ગીતાનું રહસ્ય. અર્જુન યુદ્ધ માટે રણમાં આવ્યો હતો, પછી અંતે તેણે યુદ્ધ કર્યું, એવા પ્રકારના ઉપક્રમોપસંહાર ઉપરથી વચમાં થયેલી હકિગતનું તાત્પર્ય નિશ્ચિત કરવું એ ચોખ્ખો અનર્થ છે. અર્જુને યુદ્ધ કરવું એ ભગવાનનો ઉદ્દેશ કિંવા હેતુ, અથવા મનોગત અભિપ્રાય આખા ગ્રંથમાં ઘુમે છે, એ વિષે શંકા નથી. પરંતુ અર્જુન વાદમાં હારતો નથી, માટે તે યુદ્ધ કરતો નથી. અજ્ઞાની ઠરે, તોપણ તેને પોતાનો અધિકાર ઉપાસના અથવા ધ્યાનધારણાદિરૂપ સાધન કરવાનોજ લાગે છે, તેને લીધે પણ તે યુદ્ધ કરતો નથી; એટલુંજ નહી નો, તે જ્ઞાની ઠરતો હોય તોપણ તે યુદ્ધ કરતો નથી. કારણ કે, यथेच्छसि तथा कुरु (૧૮ નો ૬૩ મો.) આ વચનની દૃષ્ટિએ જોતાં તેને ઇચ્છાસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્ય મળે છે. અને યુદ્ધ કરવું નથી એ એનો આદ્ય સંકલ્પજ છે; તેથી તે યુદ્ધ કરતો નથી એજ નિશ્ચિત છે. તથાપિ તે યુદ્ધ કરે છે, તે શા માટે કરે છે, એ માંહેલુંજ બીજ मन्मना भव (૧૮ ના ૬૫ અને ૬૬ મો.) એ વાક્યમાં છે. એટલે પોતાનો ઉદ્દેશ પૂર્ણ થવો જોઇએ એ વાત ભગવાને અર્જુનની દાઢીમાં હાથ ઘાલીને માંગી લીધી. ત્યારે એ નિરૂપાય થયો અને તેને લીધેજ તે યુદ્ધને માટે કબૂલ થયો; એમજ અમને લાગે છે. સારાંશ એજ કે, કેવળ વાદવિવાદાત્મક શાસ્ત્રીય ગ્રંથ એ દૃષ્ટિએ ગીતાનું સ્વરૂપ જે કોઇ ઉકેલીને જોશે, તેને અમારા વિચારતરંગ મૌજ આપશે એમ અમને લાગે છે. હવે ભગવાન્

શ્રીકૃષ્ણ એ આદિનારાયણના અવતાર, અને અર્જુન એ પણ અધિકારી વિભૂતિ એ દૃષ્ટિએ જોતાં અર્જુને યુદ્ધ કરવું આ મુદ્દા ઉપર કાંઇક જુદોજ પ્રકાશ પડે છે, તે પણ અમે કિંચિત્ વર્ણવેલો છે; અસ્તુ.

વધૂ વરનો વિવાહ સંસ્કાર થયો, એમાં તેમને જે કાંઇ મળવાનું હતું તે મળ્યું. પરંતુ જાનૈયાએ તો ખૂબ ચકચક્કા ઉડાવી એમાં શંકા નથી. ગીતાથી જગત્‌ને જે મળ્યું તે આઃ—જન્મ મરણનિમિત્તક ઉદ્ભવનારા શોકમોહાદિકોની નિવૃત્તિ આત્મજ્ઞાનથી કિંવા બ્રહ્મજ્ઞાનથી થાય છે એ એક મુખ્ય વાત જણાઇ; તેનીજ સાથે તે જ્ઞાનની પ્રાપ્તિ કયા સાધનોથી અને કેમ થાય છે એ અવાંતર વાત પણ અવશ્ય જાણવી જોઇતી હતી, તે પણ જણાઇ. સાધનોમાં અંતરંગ બહિરંગ એવો ભેદ છે. પરંતુ તે તેમના સ્વરૂપની અને વિનિયોગની દૃષ્ટિએ છે, પ્રતિપાદ્યતાની દૃષ્ટિએ નથી. પ્રતિપાદ્યતા કિંવા પ્રતિપાદનની આવશ્યકતા તો સમસ્ત સાધનોની સમાનજ છે. એ સાધનસમુદાયમાં સંન્યાસ એ પણ એક સાધન હોવાથી ગીતાને વિવક્ષિત છે. પરંતુ તે કષ્ટસાધ્ય છે, એમ ગીતાનું (૫ માના ૬ માં) કહેવું છે. તોપણ તે નૈષ્કર્મ્યની પરમસિદ્ધિનું સાધન હોવાથી (૧૮ નો ૪૯ મો.) વિવક્ષિત છેજ. તેથી તે સંગ્રાહ્ય અને કર્તવ્ય છેજ છે. પરંતુ તે કષ્ટસાધ્ય છે તેથી તેમાં તારતમ્ય રાખવું આવશ્યક છે. તે આ પ્રમાણેઃ—પ્રથમ ફલેચ્છા તજીને સમત્વબુદ્ધિથી અહંકારવર્જીત ઇશ્વરાર્પણ બુદ્ધિએ સર્વ લૌકિક અને શાસ્ત્રીય કર્મો કરવાં. એમાં ફલની ઈચ્છાનો ત્યાગ, રાગદ્વેષાદિક દ્વંદ્વોનો ત્યાગ કરવાનો, એજ પ્રથમ સંન્યાસ છે. બીજો પ્રકાર એવો છે કે, શ્રવણમનનાદિરૂપ જ્ઞાનાભ્યાસાર્થે કિંવા ધ્યાનધારણાદિરૂપ યોગાભ્યાસાર્થે પૂર્વોક્ત કર્મોપૈકી કેટલાએકનો ત્યાગ અને કેટલાએકમાં સંકોચ કરવો આવશ્યક છે, તેથી એ પણ એક સંન્યાસજ છે. પછી જ્ઞાનસિદ્ધિ થવાથી સમસ્ત ક્રિયાકર્તૃત્વાદિકોની નિવૃત્તિ સંભવે છે, એ પણ એક સંન્યાસનો પ્રકાર છે. આ સંન્યાસ માંહેલું રહસ્ય એ કે, ક્રિયાકર્તૃ-

ત્વાદિ સ્થિતિ વસ્તુત: પ્રકૃતિગુણો માંહેલી છતાં અજ્ઞાનવશાત્ તે આત્મગત છે એમ માનવામાં આવતું હતું. તે માનવું માત્ર તત્ત્વજ્ઞાને બાધિત કર્યું; ક્રિયાકર્તૃત્વાદિ સ્થિતિ પ્રકૃતિ ગુણોમાં હોવાની તે કાયમજ હોય છે, અને તત્ત્વવેત્તા, અર્થાત્ આત્મા, નિષ્ક્રિયસ્વભાવ હોવાથી તે પણ તેવોજ ઉર્વરિત હોય છે. શાસ્ત્રોક્ત ચતુર્થ આશ્રમરૂપે જે સલિંગસંન્યાસ લોકપ્રસિદ્ધ છે, તે પહેલા પ્રકારમાં હોતો નથી; બીજા બે પ્રકારમાં વિકલ્પે હોય છે. એનાંજ વિવિદિષાસંન્યાસ અને વિદ્વત્સંન્યાસ એવાં નામ છે. જ્ઞાનાભ્યાસાર્થે જે સંન્યાસ તે વિવિદિષાસંન્યાસ છે, અને જ્ઞાનોત્તરકાલે જે સંન્યાસ, તે વિદ્વત્સંન્યાસ છે. એવી સંન્યાસ સંબંધી હકિગત છે. હવે જ્ઞાનોત્તરક્ષણે પ્રત્યેક તત્ત્વવેત્તા સ્વાનુભવથી અને શાસ્ત્રદૃષ્ટિથી સંન્યાસી હોય તોપણ, લોકદૃષ્ટિને (વેષ આદિ પ્રકાર બાદ કરીને જોતાં) તે કાંઇપણ યથોચિત કર્મયોગાદિકોમાં છેજ, એવોજ દેખાવવાનો. એટલે લોકદૃષ્ટિએ કોઇપણ તત્ત્વવેત્તાએ સર્વ કર્મોનો સંન્યાસ કરેલો હોય છે એમ દેખાતુંજ નથી, ને તેથીજ તે મનાતું પણ નથી. તે અર્થે કેવળ વર્તનવૈચિત્ર્યને લીધે તેમનામાં ઉત્તમ મધ્યમાદિ ભેદ ઠરાવી શકાતો નથી. તે વેષથી જોવામાં ચાહે તેવો હશે તોપણ લોકસંગ્રહનું કૃત્ય યથોચિતતાએ તેને હાથે થાય છેજ.

હવે, પ્રસ્તુત ગીતાનું ચાહે તેટલું વૈશિષ્ટ્ય હશે તોપણ તે સાંગસંપૂર્ણ વેદશાસ્ત્ર પ્રમેયની સાથે અવિરૂદ્ધ હોવુંજ જોઈએ. એનુંજ નામ સંપ્રદાયરક્ષણ. ગીતાનું વૈષિષ્ટ્ય છે તે એ કે, વેદમાં પૂર્વભાગમાં પ્રવૃત્તિપર વિષય અને ઉત્તરભાગમાં નિવૃત્તિપર જ્ઞાનવિષય એવી વ્યવસ્થા દેખાય છે, તે સ્વાભાવિક છે. તેવી પ્રસ્તુત ગીતામાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ દ્વિવિધ સાધનનિષ્ઠા સાધ્યરૂપ મોક્ષાર્થે પ્રતિપાદવામાં આવેલી છે. અર્થાત્ ગીતાપ્રકરણ એ તો સર્વ વેદાર્થનું સારભૂત શાસ્ત્રજ છે. જૈમિન્યાદિ આચાર્ય કર્મયોગવાદી છે, એ ખરૂં; પરંતુ તે સર્વ પક્ષ, પૂર્વપક્ષ હોવાથી તેમના ગુરૂવર્ય ભગવાન વ્યાસે ઉત્તર પક્ષે અસમંજસ ઠરાવેલો

છે. એમ હોવાથી તેજ ભગવાન્ વ્યાસને પ્રસ્તુત ગીતા, કર્મયોગ પ્રધાન લાગતી હોય એમ કદાપિ પણ સંભવેજ નહી. આચાર્યશ્રીને ભગવાન્ વ્યાસની ઉત્તરમીમાંસા પૂર્ણ સંમત. એવો સંપ્રદાય. એ સંપ્રદાયને ન માનનારો તે ભલે સર્વશાસ્ત્રજ્ઞ હશે તોપણ મૂર્ખ સમજીને ઉપેક્ષિત કરવો, એમ આચાર્યશ્રીએ ગીતાના તેરમા અધ્યાયના બીજા શ્લોક ઉપરના ભાષ્યમાં એક સ્થળે કહેલું છે. ને એમ હોવાથી સંન્યાસપક્ષીઓને 'મૂર્ખ માંહેલા મૂર્ખ' કહેનારા 'નિત્શે' પ્રભૃતિ પંડિતોનું અભિનંદન કરનારા જો કોઇ હશે તો તેમને અમો એમજ કહિશું કે, યૂયં યૂયં વયં વયમ્ તમો તે તમો ને અમો તે અમો. પરંતુ જે એક પ્રશ્ન ઉકલવો અત્યંત દુર્ઘટ છે, તે આચાર્યશ્રીએજ સરસ ખુબીથી ઉકેલ્યો છે. એટલે જ્ઞાનોત્તર કાલે સંન્યાસ દૃષ્ટિએ સંન્યાસને અને લોકસંગ્રહાર્થે કર્મયોગ દૃષ્ટિએ કર્મયોગને એકજ તત્ત્વવેત્તાને વિષે એક સમયાવચ્છેદે તદ્દન અવિરૂદ્ધતાએ રહેવું શકય છે એ વાત શ્રુતિશાસ્ત્રના સમન્વયને બાધ ન આવવા દેતાં આચાર્યશ્રીએ રક્ષિત કરેલી છે. એટલે મીમાંસાશાસ્ત્રની પદ્ધતિએ વાક્યાર્થ યથાર્થતાએ શ્રીમચ્છંકારાચાર્યેજ લગાડેલો છે. તાત્પર્ય એજ કે, કર્મયોગીઓને જે જોઇએ છે તે આચાર્યશ્રીએ પૂરેપૂરૂં આપીને સંન્યાસપક્ષનું પૂર્ણ અને યોગ્ય ગૌરવ પણ કર્યું છે. આ એક અપૂર્વ મુત્સદ્દીપણુંજ તેમણે શીખવ્યું, એમ કહેવામાં કાંઇપણ હરકત નથી. અર્થાત્ 'જ્ઞાનોત્તર કર્મસંન્યાસ કરવા કરતાં લોકસંગ્રહાર્થે કર્મયોગ કરવો સારો છે, એ વાત તત્ત્વવેત્તાને શિખવવા સારૂ હું જગતમાં આવ્યો !' એમ ગીતાગ્રંથને લાગતું નથી. પ્રથમ તો તત્ત્વવેત્તાને કાંઈપણ સમજી લેવાનું શેષ રહેલું નથી; તત્ત્વવેત્તાનો આત્મા નિત્ય નિષ્ક્રિયસ્વભાવ છે. એ તેને પૂર્વે અજ્ઞાનાવસ્થામાં જ્ઞાત ન્હોતું તે હવે જ્ઞાત થયું છે. એટલોજ વિશેષ પ્રકાર જ્ઞાને તેને આપેલો છે. અર્થાત્ कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते (૧૩ નો ૨૦ મો.) એટલે કર્મ અને કર્તૃત્વ, એમને હેતુ પ્રકૃતિ હોય છે. એટલે કર્મ એ પ્રકૃતિનિષ્ટ હોવાનું, તે

તેનામાં રહેવાનું, એ પણ તેના લક્ષમાં હવે યથાર્થ નિશ્ચિત થયું. તેથી તત્ત્વવેત્તાના સ્વરૂપમાં સ્વાભાવિક નિષ્ક્રિયત્વને લીધે કર્મસંન્યાસ રહેવાનો; અને તેના દેહાદિપ્રકૃતિસંઘાતમાં કર્મયોગ પણ યથાસ્થિત રમતો રહેવાનો, એમ જે શાસ્ત્રને દેખાય છે, તે કર્મસંન્યાસ કરવા કરતાં કર્મયોગ કરવો બહુ સારૂં, એમ કયે મોઢે કહે? અને પોતાની ઘેલશપ્પાઇ દેખાડે? ને એમ હોવાથી તત્ત્વવેત્તા સ્વાનુભવની દૃષ્ટિએ નિત્ય સર્વકર્મસંન્યાસી અને લોકદૃષ્ટિએ દેહપ્રકૃતિસંબંધવશાત્ નિત્ય કર્મયોગીજ છે. પછી ભલે તે શુકાચાર્ય હો, કે જનકરાજા હો. લોકસંગ્રહનું કૃત્ય બંને પણ યથાપ્રસંગ યથોચિતતાએ સ્વભાવતઃજ કરે છે. કદાચિત્ લોકસંગ્રહનું વાસ્તવિક સ્વરૂપ ન સમજીને કોઇ, એકાદ જ્ઞાતાને કર્મસંન્યાસી અતએવ જગદ્ધિતને નિરૂપયોગી કહ્યો, તો તે ખરેખર જ્ઞાતાનો દોષ ન હોઇને જોનારાની દૃષ્ટિનું તે ટુંકાપણું છે. જ્ઞાતામાં કોઈ ઉત્તમ કિંવા કોઇ મધ્યમ એવો પ્રકાર વસ્તુતઃ નથી. એવા તત્ત્વવેત્તાને શાસ્ત્ર કાંઇપણ કહેવાને ઉભું રહેતું નથી. તે તો અજ્ઞ જીજ્ઞાસૂને ઉપદેશ કરે છે. એમ હોવાથી મોક્ષ એ પરમપુરૂષાર્થ અને તેની પ્રાપ્તિના જ્ઞાનાદિ સર્વ સાધનો એ ગીતાનો પ્રતિપાદ્ય વિષય છે. અહિં આચાર્યશ્રીનું એમ કહેવું છે કે सर्वत्रैव हि अध्यात्मशास्त्रे कृतार्थलक्षणानि यानि, तान्येव साधनानि उपदिश्यंते यत्नसाध्यत्वात् । यानि यत्नसाध्यानि साधनानि, लक्षणानि च भवंति तानि (૨ નો ૫૫ મો.) તાત્પર્ય એજ કે, યત્નસાધ્ય તેથી સાધનોને સાધનો એમ કહેવાનું હોય છે; અને તે જીજ્ઞાસુ, મુમુક્ષુ સાધકે કરવાનાં હોય છે. પછી તેજ સિદ્ધનાં લક્ષણો ઠરે છે; એટલે તેમના સિદ્ધત્વના સ્વરૂપભૂત તે થાય છે, કિંવા ફળભૂત હોવાથી તેમને અંગે તે સહેજ પ્રતિષ્ઠિત હોય છે. આ ઉપરથી 'ઓ સૂર્ય, તું પ્રકાશ કરતો રહે' એમ કોઈ વખતે પણ સૂર્યને કોઇએ કહેવાનું કારણ નથી; હવે કોઇ તેને તેમ કહેવાનો નથી તેથી તે અંધકાર કરશે, એવી બીક કોઇએ પણ રાખવાની નથી; કારણ કે પ્રકાશ અને પ્રકાશન એ તેનું સ્વરૂપ છે,

તે તેનું લક્ષણ છે, તેથી તે તેના વિષે સહેજે હોવાનુંજ. એજ દૃષ્ટાંત જ્ઞાતામાં યોજવાનું; એટલે જ્ઞાનોત્તર કાલે જ્ઞાતાએ લોકસંગ્રહનું કૃત્ય કરતા રહેવું, એમ તેને કહેવાની તસ્દી શાસ્ત્રે લેવાનું કારણજ નથી; શાસ્ત્રના મનમાં કાંઈ કહેવાનું હોય તો તે જીજ્ઞાસુ અજ્ઞાનીને ઉદ્દેશીને તેણે કહેતા જવું; એ વિના શાસ્ત્રનું કાંઇપણ કામ અહિં નથી. શાસ્ત્રને પ્રામાણ્ય હોય છે તે એજ પ્રકારે હોય છે. એટલે અનધિગત કિંવા અજ્ઞાત, અને અબાધિત કિંવા યથાર્થ એવી વસ્તુનું બોધન અજ્ઞાનીને કરવું એ શાસ્ત્રનું પ્રમાણત્વ છે; જ્ઞાતાને તો વસ્તુ યથાર્થત્વે જ્ઞાતજ છે, તેથી તેને ઉદ્દેશીને બોધન કરવા શાસ્ત્ર કેમ અને કેવું આગળ આવે? અહિં શાસ્ત્ર નિવૃત્ત ઠરે છે. સારાંશ એજ કે, જ્ઞાનવાન્ એવા સિદ્ધને લોકસંગ્રહાર્થે કર્મયોગ કરવો, એમ શિખવવા શાસ્ત્રે જોઇતું નથી. કારણ કે, એ વાત પૂર્વોક્ત દૃષ્ટાંતાનુસારે જ્ઞાતાને ત્યાંહ સ્વભાવથીજ છે. એટલે એ વાત તેને જીજ્ઞાસુ અવસ્થામાં આગાઉથીજ જાણવામાં હોય છે. અને ત્યારથી તે તેના અભ્યાસમાં પણ આવેલી હોય છે. વળી સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, ભક્ત, યોગી એમ તત્ત્વવેત્તા સિદ્ધના લક્ષણોનું ગીતાએ જયાંહ પ્રાધાન્યે વર્ણન આપેલું છે, ત્યાંહ એ સિદ્ધપુરૂષ કર્મયોગ કરનારો હોય છે એમ ક્યાંય પણ કહેલું નથી. તો સર્વારંભપરિત્યાગી એમજ તેનું લક્ષણ અનેકવાર ગીતા કહે છે એ વિશેષતઃ લક્ષમાં રાખવા જેવું છે. સારાંશ એજ કે, તત્ત્વવેત્તાને કાંઇપણ કહેવા સારૂ ગીતા પ્રવૃત્ત થયેલી છે એ અભિપ્રાય ચોખ્ખો અસ્વારસિક છે. ગીતાનું કહેવું એટલુંજ છે કે, શોકમોહરહિત પરબ્રહ્મલાભરૂપ મોક્ષ જોઇએ, તો પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ દ્વિવિધ ધર્મનો અંગીકાર કરીને આ જગત્‌માં રહેવાનું છે. એટલોજ ગીતાનો મુદ્દો, અને તે પ્રત્યેક અધ્યાયમાં સ્પષ્ટ દેખાય છે. અધ્યાયોની સંગતિ પણ દુર્ઘટ નથી, ગૂઢ નથી અને અવ્યવસ્થિત્ પણ નથી. કર્મ, ઉપાસના (ભક્તિ) યોગ, જ્ઞાન, એ પ્રઘટ્ટક વિષય પ્રત્યેક અધ્યાયમાં ઓછા વધતા પ્રમાણથી છેજ. જગત્ માંહેલા કોઇપણ મનુ-

ધ્યને ગીતા તેની અપેક્ષા પ્રમાણે, તેની વિવક્ષા પ્રમાણે આપેજ છે. જગત્‌માં કોઇ તદ્દન નાસ્તિક હશે તોપણ તેને રાષ્ટ્રધર્મ કિંવા સમાજધર્મ માનવો જોઇએ. અર્થાત્ પ્રવર્તિત ચક્રમાંથી તેનાથી પણ બહાર પગલું ભરાતું નથી, અને આસ્તિકોનો પારલૌકિક એટલુંજ નહી તો પારમાર્થિક ધર્મ ચાહે તેટલો અને ચાહે તે હશે તોપણ પ્રવર્તિત ચક્ર પ્રમાણે તેમને પણ વર્ત્યા વિના છુટકો નથી. સારાંશ એજ કે, સર્વ પ્રવૃત્તિજ હજો અને નિવૃત્તિ ન હજો, અથવા સર્વ નિવૃત્તિજ હજો, પ્રવૃત્તિ લેશમાત્ર પણ ન હજો, એમ કોઈથી પણ કહી શકાય નહી. જાગૃતિ જોઇએ તેમ નિદ્રા પણ જોઇએ; ખટપટ જોઇએ અને વિશ્રાંતિ પણ જોઇએ; પરિગ્રહ જોઇએ અને સંન્યાસ પણ જોઇએ. સર્વ ભાગ મળીને એક આખી વસ્તુ એમ અહિં છે. કિંવા બહિરંગ અંતરંગ મળીને આખી એક વસ્તુ છે. વ્યવહાર સિધ્ધ્યર્થે અનેક દ્વૈતમય પ્રપંચ સ્વીકારવો પડે છે, તોપણ દ્વૈતદર્શનરહિત અદ્વૈત સમરસ બોધથી ચિત્તવિશ્રામ મળ્યા વિના સમાધાન થવાનું નથી. અર્થાત્ સ્વકર્મસૂત્રગ્રંથિત લોકોને કર્માતીત સ્વવિશ્રામધામ ગીતાશાસ્ત્ર દેખાડે છે. કોઈપણ ઉપર ઉપર દૃષ્ટિએ જોનારાને સર્વત્ર કર્મમયજ છે. તોપણ कर्मण्यकर्म यः पश्येत् अकर्मणि च कर्म यः, स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् (૪ નો ૧૮ મો.) સારાંશ એજ કે, ભાસમાન કર્મમાં અકર્મ (નિષ્ક્રિય બ્રહ્મતત્ત્વ) જેને દેખાશે, અને ભાસમાન તૂષ્ણીંભાવાદિરૂપ અકર્મ સ્થિતિમાં જેને કર્મ ઓળખવામાં આવે છે, તેજ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન મનુષ્ય. તે ધન્ય. તેને સર્વ થઈ ચુકયું. ભેદમાં અભેદ, દ્વૈતમાં અદ્વૈત પટાવી આપવા સારૂ શ્રીશંકરાચાર્યજ જોઇએ છે. દ્વૈત છે, ભેદ છે એ તો ભૂત જેવો ભરવાડ પણ જાણે છે. તે શિખવવાને કે સ્થાપવાને કોઈપણ આચાર્ય જોઇતો નથી; તેમ કર્મ કોઇને પણ કદાપિ છુટતું નથી, એમ હોવાથી તેના પ્રતિપાદન વિષે ગીતાને ખરેખર એટલો અભિનિવેશ હશે, કે કર્મબંધમાં મોક્ષ પટાવનારો બોધ શિખવવા વિષે તેનો કટાક્ષ હશે? એ

ગીતાના ખરા મુમુક્ષુ ભક્તો આગળ વિચારણીય વિષય છે. રાજ્ય મેળવવાને ઈચ્છનારો પટલાઈ માટે ધાબરો બની હોય ઓય કરતો નથી. તેમ બ્રહ્માત્મૈક્ય, બ્રહ્મસાયુજ્ય કિંવા બ્રહ્માત્મૈક્ય સામ્રાજ્ય મેળવવાની ઈચ્છા કરનારો, ભૂમંડળ માટે ધાબરો બની હોય ઓય કરતો નથી. પરંતુ અર્જુનને તે પદ સર્વને વ્યતિરેકે જોઇતું હતું, એટલે કર્મમય જગત્ મુકીને જોઇતું હતું, એ અપ્રબુદ્ધ કલ્પના છે. અહિં ભગવાન્ પોતાની પેઠે જોવાને અર્જુનને શિખવે છે. એટલે यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव । येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि (૪ નો ૩૫ શ્લો.) मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थित: (૯ નો ૪ શ્લો.) न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् (૯ નો ૫ શ્લો.) ભગવાન્ કહે છે:—મારો જ્ઞાનમાર્ગ એવો છે કે, તે જ્ઞાનની દૃષ્ટિથી આ સર્વ ભૂતો તારે પોતાને વિષે છે. અર્થાત્ મારે પણ વિષે છે. તોપણ હું તેમાં નથી. તેથી તે મારામાં નથી, એવું મારૂં અદ્દભૂત લોકોત્તરજ્ઞાન છે. તે તું લક્ષમાં લે. એટલે તું ભૂતઆધારહિત છે એમ તને દેખાશે. નહી તો તું ક્યાંય એકાંતમાં જઇને બેસીશ તોપણ ત્યાંહ આ ભૂતો તને મુકવાના નથી, કર્મ પણ છોડવાનું નથી. તાત્પર્ય એજ કે, તું સર્વમાં સમન્વિત છે તોપછી વ્યતિરેક ક્યેવો મેળવીશ? એ વ્યર્થ મોહ છે. તું સત્તારૂપ છે, આ તારૂં નિકૃષ્ટ તાત્વિક સ્વરૂપ છે. અર્થાત્ તું સત્તાસ્વરૂપતઃ નિષ્ક્રિયસ્વરૂપ હઇશ તોપણ કર્માકાર સત્તા તુંજ છે. તે કાઢી મુકીશ તોજ તું કર્મશૂન્ય થઈશ અને તે કર્મના નામરૂપથી રહેશે તો તારામાં કાંઇપણ ખોટ આવશે, એમ નથી. અર્થાત્ તારી સત્તાથી ગ્રંથિત થયેલું બિચારૂં કર્મ, કર્મરૂપે ફેરવીશ તો તને શો મોટો ભાર લાગશે તો પછી તારા પડછાયાનો પણ ભાર તને લાગે, એવો તું બાળક ઠરીશ. તાત્પર્ય એજ કે, यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् । तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय (૯ નો ૬ ઠો.) એટલે આકાશમાં સર્વત્ર એ મહાવાયુ સંચાર કરે છે, તોપણ આકાશ નિશ્ચલ હોય છે, તેને ગીજ વીજ ગર્દી લાગતી નથી, તેમ આ ભૂતોની

સ્થિતિ મારે વિષે છે; એ બોધ તને પટતા સુધી ભૂતબાધા તો હોવાનીજ. અહિં તને કોઇ અવ્યક્તવાદી (અજ્ઞેયવાદી) મોહમાં નાખશે, તારે સારી પેઠે સાવધ રહેવું જોઇએ. કોઈ કોઇ વખતે યૌક્તિકવાદ સાંભળીને મનુષ્ય કુંઠિત થાય છે, તેને મળેલા સ્વાનુભવનું પણ વિસ્મરણ થઇ પડે છે. તને વિશ્વરૂપદર્શન થયેલું છે, તે તારો સ્વાનુભવ છે. તે અજ્ઞેયવાદીને શું લાગે? એવી અનેક વાતો છે. यो यच्छ्रद्धः स एव सः। यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत्सनातनम् જેની જેવી શ્રદ્ધા, તેવો તે બને છે; જે જે વિષયની કલ્પના કરીને હોય છે, તે તદ્રૂપ થાય છે; એ નિયમ અબાધિત છે. તે સ્વાનુભવાસ્પદ છે. અહિં ઉત્ક્રાંતિવાદની યુક્તિ દુર્ગ્રાહ્ય છે. જે સર્વ આંધળાને દેખાતું નથી, તેથી એક કોઇપણ સારી આંખવાળાને પણ તે દેખાવવુંજ ન જોઇએ, એમ તે કહેવાનો. 'ચૈતન્યની વૃદ્ધિ હમણા થયેલી છે, તેની પૂર્વે સામાન્યપ્રકૃતિ, સામાન્યશક્તિ એ વિના કાંઇપણ નથી. સુખદુઃખસંવેદનરૂપ ચૈતન્ય ત્યારે નથી.' એમ તે કહેવાનો. ઠીક છે. પરંતુ સામાન્યપ્રકૃતિ, સામાન્યશક્તિ હતી એ સ્થિતિ અસાક્ષિક ઠરશે. તે આપણને સંમત નથી. અર્થાત્ તે તેવી હોવી એ સસાક્ષિકજ ઠરવાનું. તેથી તેમાં સર્વત્ર અધિષ્ઠાનતાએ સ્વયંપ્રકાશ ચૈતન્ય માન્યા વિના સદ્ગતિ નથી. એવી સ્થિતિમાં 'ચૈતન્યની વૃદ્ધિ હમણા થયેલી છે' એ કહેવું તદ્દન અપ્રયોજક છે. હવે, તેમ કહિયે તોપણ મૂળમાં તે હોવાવિના તેની વૃદ્ધિ થવી એ કલ્પનાને સાર્થકતા કેમ આવશે। અર્થાત્ એ વૃદ્ધિ એટલે શું? તો આપણી દૈવી ભાષામાં એમ સમજવાનું કે, નિરૂપાધિક સ્વયંપ્રકાશ ચૈતન્ય ઉપાધિસંપર્કથી સવિશેષાકારભાસરૂપે ભાસે છે. એ ભાવાર્થ આપણે લક્ષમાં રાખવો જોઇએ. અર્થાત્ એજ સવિશેષભાસ પરમનિર્વાણ સમયે પોતાની નિર્વિશેષતામાં ગળી જાય છે. તેને લીધે આત્માનું વિશિષ્ટત્વ ખુટે છે, એ કોઇને પણ કબૂલ છે. પરંતુ જ્વાલાકાર અગ્નિ હોય તોજ તે ખરો અગ્નિ; નહી તો દાહઔષ્ણ્ય એ રૂપે રહેલો તે અગ્નિ નથી, એમ

કહી શકાય નહી. સારાંશ એજ કે, આત્મા નિત્ય અને સ્વતંત્ર માનવો એ ભૂલ નથી. અર્થાત્ તે આત્મા પ્રકૃત્યધીન માનવો એટલે ગાડી ઘોડાને આગળ ધકલે છે, ઘોડો ગાડીને તાણતો નથી, એમ તે કહે છે, એ વ્યાવહારિક અનુભવથી વિરૂદ્ધ છે. એમ હોવાથી ચેતનાધીન સર્વ પ્રવૃત્તિ માનવી એજ સમંજસ દેખાય છે. એટલે આત્મા (ચૈતન્યઘન આત્મા) નિત્ય અને સ્વતંત્ર છે એમ કહેવું પડે. અને એવી આત્મસિદ્ધિ કિંવા પરબ્રહ્મપ્રાપ્તિ તે સર્વ વિકારશીલ પ્રકૃતિને મરણાવસ્થા કિંવા સમાધિ છે. બ્રહ્મની કિંવા આત્મરૂપની તે સમાધિ નથી. અર્થાત્ જળમાંહિલા ચંદ્રની પ્રાપ્તિ કાલ્પનિક હશે તોપણ આકાશસ્થ ચંદ્રબિંબ સ્વયંસિદ્ધ, સર્વાનુભવસિદ્ધ છે. એનું નામ તે બુદ્ધિને હસ્તગત છે, એમ કહેવું માન્ય કરવાનું. અર્થાત્ સર્વબુદ્ધિ સાક્ષીભૂત આત્મા સર્વને જાણનારો તેથી તે ઈતરને અજ્ઞેયજ હોવાનો, તે અવિષય હોવાનો, તોપણ સ્વયંપ્રકાશત્વે સર્વત્ર પ્રકટ એવોજ તે જ્ઞાતવ્ય હોય છે. એ વિશેષતઃ વેદાંતિઓનીજ અભિરુચિની વાત છે. જ્યાંહ ઇતર વાદીઓએ વેદાંતિનેજ પેરે જન્મ લેવો જોઇએ, ત્યાંહ સુધી તેમણે ઉત્ક્રમણ કરતા રહેવુંજ જોઇએ. 'જલે મત્સ્ય તે કેમ નિદ્રા કરે છે, થઇએ યદા મત્સ્ય ત્યારે કળે છે.' અસ્તુ.

ભગવાનને અર્જુન એ બડો ઉસ્તાદ શિષ્ય મળ્યો! સુભદ્રાના લગ્નમાં રીસાઇ બેસવા, હઠ કરવા અવસર મળ્યો નહી. તે વખતે આ વરરાજાને વિશેષ મળ્યું નહી હશે. તેને લીધે કે કેમ તે ખબર પડતી નથી, પરંતુ હમણા તો 'ભૂલોક, ત્રૈલોક્ય આપીશ અને મળશે તોપણ તેમાં વિશેષ તે શું છે?' એટલે તે પુરતું લાગતુંજ નથી; તેના પણ આગળનું, કે यद्गत्वा न निवर्तन्ते । यो वै भूमा तत्सुखं नाल्पे सुखम् । બ્રહ્માનંદ સામ્રાજ્ય આપ! ક્ષુદ્ર સ્વર્ગાદિકમાં તે કેટલુંક સુખ હોવાનું! તે બ્રહ્મપદ પેહેલુંજ આપ, પછી તારી ઇચ્છા પ્રમાણે હું ચાલીશ' એવા ગૂઢ અભિપ્રાયથી એ સ્વારી યુદ્ધ ન કરનારી થઇ છે! બીજું શું! તે વખતે

ખોટા સંન્યાસ માટે સુભદ્રા જેમ મેળવી આપી તેવી હમણા ખરા જ્ઞાનલક્ષણ સંન્યાસ માટે બ્રહ્મવિદ્યા આપીશ તોજ करिष्ये वचनं तव. નહી તો न योत्स्ये એમ કહિને એ અડિયેલ ભાઇ અડિને બેઠા છે. સંન્યાસ કરિશ એમ કહે છે. ભગવાનને પણ આ વખતે સાકડી ગલીમાં ચોરોએ ઘેરી લીધા જેવું થયું, અને સર્વસ્વ આપવું પડયું. અહિં શ્રીમન્મહેશ્વરાપરાવતાર જગદ્ગુરૂ શ્રીમદ્ભગવાન્ પૂજ્યપાદાચાર્ય શ્રીશંકરાચાર્ય ગીતાભાષ્યના આરંભમાં મંગળાચરણ કરે છે, તેના ઉપર કોઇનું પણ લક્ષ જશે તો ઘણુંજ સારૂં. તે મંગલાચરણ એમ— ‘ॐ नारायण: परोऽव्यक्तादण्डमव्यक्तसंभवम् । अण्डस्यांतस्त्विमे लोकाः सप्तद्वीपा च मेदिनी’ આચાર્યશ્રીને પ્રણવ જોઇએ. અંતર્યામિરૂપ પ્રણવાત્મક સર્વાધિષ્ઠાનભૂત નારાયણ જોઇએ; તેની જગત્કારણભૂત પ્રકૃતિરૂપ અવ્યક્તાકાર શક્તિ જોઇએ, તે શક્તિથી પરિણત થનારૂં બ્રહ્માંડ જોઇએ; બ્રહ્માંડ માંહેલા સર્વ લોક તેમને જોઇએ અને સપ્તદ્વીપયુક્ત પૃથ્વી પણ તેમને જોઇએ. તેના ઉપર તેમનું લક્ષ છે. એટલે પૃથ્વી ઉપર સર્વત્ર સ્વાસ્થ્ય રહે, સર્વ લોકસંગ્રહ થાય, એવા જેમના સંન્યાસાવસ્થા માંહેલા ઉભરા છે, તેમનો સંન્યાસ કયા કર્મયોગીને ન જોઇએ એમ લાગે ! એમ હોવાથી આચાર્યશ્રીનું ભાષ્ય બરાબર જોઇએ અને ગીતાનું અવલોકન કરિયે. તે તો અગાધસિંધુ જેવી છે. તોપણ તેની સાથે આપણા મનબુદ્ધિ એકરૂપ કરતાં તે સારાજ તરંગ દેખાડશે. અમારો એ નિબંધ તરંગાત્મક છે. તેમનાથી પોતાના આધારભૂત ગીતાસિંધુના અંતરંગનું માપન કરાશે નહી, તલસ્પર્શિત્વ પણ સધાશે નહી, એ તો ખરૂંજ છે; તેમજ બહિરંગનું આકલન પણ તેમને થશે નહી. તે કાંઇ રામાવતારના સમુદ્રોલ્લંઘન કરનારા વાનરભટ નથી. તેથી આ તરંગ તે વાનરભટોની ઉપમા લેવા ઇચ્છિતા નથી. કારણ કે તેમનું પગનું તળીયું પણ આર્દ્ર થયું નહી. પોતે સર્વાંગ આર્દ્ર. તેમજ આ તરંગ સમુદ્રમંથન સમયના મંદરાચલની પેઠે સિંધૂની ઉંડાઇ અને તલ-

સ્પર્શ જાણતા નથી, તેથી તેમની પણ ઉપમા પોતાને જોઈએ એમ તેમને લાગતું નથી. અર્થાત તે મંદરાચલને ગંભીરતા જણાઈ, તલસ્પર્શિતા સધાઇ, તોપણ તે જાતે પથરો! અંતર્યામમાં ઠંઠંણ કોરોજ! એમ હોવાથી, આપણે (તરંગો) બહિરંગ જાણતા નથી કે, અંતરંગ પણ જાણતા નથી તોપણ સર્વાંગ અનન્ય તથા આર્દ્ર છિયે એમ તેમને લાગે છે. એ જોઈને ગીતાસિંધૂને આ તરંગ આપણી શોભા છે એમ જણાઈને અત્યંત હર્ષ થાય છે એટલુંજ જણાવીને અમો એ ઉપસંહાર પૂરો કરિએ છિએ.

'ગીતા સિંધુસમાન દેખી વિબુધો ને આ વળી આસુરો
લાગ્યા'તા મથવા સ્વકેડ કશિને જે વિશ્વમાં ભાસુરો
અદ્ભુતામૃત જ્ઞાનયોગ વિબુધો પીને થયા મસ્ત જો
પીને કર્મમયી સુરક્ત મદિરા તે આસુરો મત્ત જો ॥ ૧ ॥

ઉભય મસ્ત થઈ અહિં નાચતા, વિબુધ તે સ્થિર છે નજ નાચતા।
અખિલ આસુર તે બહુ નાચતા, પ્રલય થાય અહિં અહિં નાચતા ॥ ૨ ॥

यद्यपि

॥ उत्पथं प्रतिपन्नानामुद्रिक्तमदचेतसाम् ।
चित्तशुद्धेरभावेन नायं रोचेत निर्णयः ॥ ३ ॥
॥ कालोहि कलिरत्यर्थं कलुषीकुरुते जनान् ।
नाद्य शास्त्रीयमर्यादा न च ब्राह्मण्यरक्षणम् ॥ ४ ॥
॥ मंत्रशक्तिर्योगशक्तिर्महिमा ब्रह्मवर्चसम् ।
ज्ञानं शमदमादिश्च सर्वमस्तमगान्नृषु ॥ ५ ॥
॥ महत्त्वबुद्धिर्दूरेऽगाल् व्यासादिषु महर्षिषु ।
आत्मनः प्रतिभा त्वासीदागमाच्च बलीयसी ॥ ६ ॥
॥ धैर्यमालम्बते हन्तुं धर्माधर्मद्वयीमपि ।
शिखोपवीतमात्रे च ब्राह्मण्यमवशिष्यते ॥ ७ ॥

॥ कृन्तन्ति च विलुम्पन्ति केचिदेना शिखामपि ।
भक्ष्याभक्ष्याविवेकस्तु बहुदूरे पलायत ॥ ८ ॥
॥ श्रुतियोग्येन वक्त्रेण स्वैरं धूमञ्च चूषति ।
सजाग्घश्च सपीतिश्च सर्वैरपि विजृम्भते ॥ ९ ॥
॥ नौभिस्समुद्रयात्रा च नीता तीर्थाटनास्थितिम् ।
विधवामुपयच्छन्ते विवहन्ते रजस्वलाम् ॥ १० ॥
॥ समाजा अपि भूयांसस्संमिळन्ति ततस्ततः ।
व्यवस्थां वैदिकीं प्रायो विध्वंसयितुमुत्सुकाः ॥ ११ ॥
॥ उपदेष्टुं च तत्सर्वं नृणामुपचिकीर्षया ।
अटाट्यन्ते च बहवो वाचाटा वैदिकद्विषः ॥ १२ ॥
॥ तादर्थ्येन प्रकाश्यन्ते ग्रन्थाश्च परश्शताः ।
तृणाय मत्वा द्रविणमिहैके विनियुंजते ॥ १३ ॥
॥ कष्टमेष कथं ब्रूयां कलिकालस्य चेष्टितम् ।
अधरोत्तरमद्याभूदार्यावर्तस्य वैभवम् ॥ १४ ॥

तथापि

॥ अद्यापि विरलाः केचिद्राजानशुचयस्स्वयम् ।
वेदमार्गपरिष्कारे विराजन्ते धृतव्रताः ॥ १५ ॥
॥ सन्त्वापदां सहस्राणि साहाय्यं च विहीयताम् ।
प्राप्नोतु मरणं वाऽपि स्पंदंते सत्पथान्न ते ॥ १६ ॥
॥ तथाविधानां महतां साह्यमत्र भविष्यति ।
इति विश्वस्य संक्षेपादमुमर्थमलेखिषम् ॥ १७ ॥
॥ अभिदधतु सहस्राण्याक्षरन्त्वप्यनेकान्
क्वचिदपि च यथेच्छं यान्तु नैवात्र खिद्ये ।
स्वकृतमखिलमेतत्सुष्ठ्विति स्थापनार्थं
श्रुतिमपि कुरुते यत्साक्षिणीं तत्तु दुःखम् ॥ १८ ॥

॥ श्रुतिपथमपहाय स्वाभिलाषप्रधानाः
किमपि च कलयन्तां केचिदैदंयुगीनाः ।
सहजगुरुकृपातस्सत्यपि प्राणकृच्छ्रे
सरति मतिरियं मे संप्रदायाध्वमात्रे ॥ १९ ॥

॥ चपलकलिसमाख्याच्चण्डवाताभिघाता
च्छ्रुतिपथपरिहीणा यान्तु चञ्चास्समन्तात् ।
सहजधृतिसमृद्धाश्शैलकल्पा महान्तः
कलिमपि कृतयन्तः केऽपि सन्त्यव सन्तः ॥ २० ॥

॥ महाराष्ट्राभिधे देशे पुण्याख्ये पत्तने शुभे ।
रविवारविभागे तु ब्रह्मण्यकुलसंकुले ॥ २१ ॥

॥ सुप्रसन्नमुखांभोजजानकीगर्भपंकजात् ।
वीर्याच्छांत्यादियुक्तस्य आत्मारामाख्यशर्मणः ॥ २२ ॥

॥ जातः शंकरनामाख्यो मुमुक्षुः पुरुषोत्तमः ।
गुरुशुश्रूषया पश्चाद्येन वै मोक्षहैतुकी ॥ २३ ॥

॥ वेदांतागमविद्भ्यः शिवरूपेभ्य एव च ।
विशुद्धानंदतीर्थेभ्यः प्राप्ता दीक्षा परा ध्रुवा ॥ २४ ॥

॥ वेदांतयोगजे विद्ये प्राप्ते पूज्येभ्य आत्मनः ।
श्रीमच्छ्रीतातचरणैः साक्षात्सच्छास्त्रमूर्तिभिः ॥ २५ ॥

॥ वेदांतजा पुनर्विद्या पूरिता हृदयाम्बुजे ।
सोऽयमलक्ष्यकैर्लिंगैर्भिक्षुवेषेण वर्तते ॥ २६ ॥

॥ श्रीमच्छ्रीब्रह्मविद्यायाः पादाब्जकृतमानसः ।
तेनायं लिखितो ग्रंथो नांदोदाख्ये श्रीपत्तने ॥ २७ ॥

॥ हृत्पुण्डरीकान्तरसन्निविष्टः श्रीशांकरः शंकरदैवतं मे ।
यथा यथा प्रेरयदप्रमेयस्तथा तथाऽबोचमिदं समग्रम् ॥ २८ ॥

॥ યાવચ્ચંદ્રદિવાકરૌ ક્ષિતિતલે, યાવત્પ્રિયા શંભુની,
ગંગા, સાશ્રમવર્ણ પદ્ધતિ રહે જે છે ખરી શંભુની,
યાવત્ ગુર્જરી વાક્ સુવર્ણ ઘટિતા સલ્લાલિતા સંચરે,
ગીતાસિંધુ તરંગ રંગ મનમાં આનંદકારી સ્ફુરે ॥ ૨૯ ॥

॥ श्रीमच्छंकरगुरुचरणसरोरुहार्पणोऽस्तु सततमतितराम् ।
श्रीरस्तु सर्वदा गोब्राह्मणवर्यवेदतदनुकूलशास्त्राणामतुला ॥ ३० ॥

॥ विमथ्य वेदादधितः समुध्दृतं सुरैर्महाब्धेस्तु यथा महात्मभिः ।
तथामृतं ज्ञानमिदं हि यैः पुरा नमो गुरुभ्यः परमीक्षते च यैः ॥ ३१ ॥

॥ इति स्मार्तमतोत्तेजकसभाग्रासनाधिप श्रीमत् परमहंस परिव्राजकाचार्य
स्वामीश्री आत्मानंद सरस्वती विरचिता

# गीतासिंधुतरंगावलिः समाप्ता ॥

॥ ॐ नमः शिवायसदाशिवोम् ॥

